## પ્રશ્નોરા નાગર જ્ઞાતિના

# વસ્તીપત્રકનો રિપોર્ટ.



(જ્ઞાતિમાંના વિદેહી મહાન્ પુરૂષોનાં જીવનચરિત્રોની રૂપરેખા ને ડિરેક્ટરી સાથે)




તૈયાર કરી પ્રકટ કરનાર

**દયાશંકર ભાઈશંકર શુક્લ.**

મૂળવતન–નાનીબોર. હાલ–સુરત.


---


સંવત ૧૯૭૩.

# પ્રશ્નોરા નાગર જ્ઞાતિના

# વસ્તીપત્રકનો રિપોર્ટ.



(જ્ઞાતિમાંના વિદેહી મહાન્ પુરૂષોનાં જીવનચરિત્રોની રૂપરેષા ને ડિરેકટરી સાથે)




તૈયાર કરી પ્રકટ કરનાર

**દયાશંકર ભાઈશંકર શુક્લ.**

મૂળવતન-નાનીબોર. હાલ—સુરત.


---


સંવત ૧૯૭૩.

## भुजङ्गी.

महेशः परेशो गिरीशः पिनाकी ।
कपर्दी त्रिशूली विशूली कपाली ॥
स्फुरन्मुंडमाली ज्वलत्कांतिशाली ।
सदा हाटकाख्यः शिवो वः शिवाय ॥ १ ॥

पुरारिः स्मरारिः सुरारिः प्रधर्षी ।
सुरर्षिः प्रहर्षी मुरारीष्टकारी ॥
भुजंगेंद्रहारी कृतांगार्धनारिः ।
सदा हाटकाख्यः शिवो वः शिवाय ॥ २ ॥

शिवः शंकरश्चंद्र चूडो वृषांको ।
मृडो धूर्जटिः कामरूपी विरूपी ॥
भविष्णुर्जयिष्णु सहिष्णुश्चविष्णु ।
सदा हाटकाख्यः शिवो वः शिवाय ॥ ३ ॥

मही धूमकेतुर्जलं घर्मरश्मिः ।
मरुद्व्योम यज्वा शशांकस्त्रिधात्मा ॥
महात्माखिलात्मा विरक्तः स्मशानी ।
सदा हाटकाख्यः शिवो वः शिवाय ॥ ४ ॥

गुणी निर्गुणी सर्व उग्रः स्वयंभू ।
विनोदी विमोही पवित्रस्त्रिनेत्रः ॥
स्थविष्ठो गरिष्ठः कृपालुर्वरिष्ठः ।
सदा हाटकाख्यः शिवो वः शिवाय ॥ ५ ॥

( श्री नागर महोदय ) जगन्नाथ पण्डित.

પરમકૃપાળુ, ઇષ્ટદેવ,

# શ્રી હાટકેશ્વરને

સપ્રેમ અર્પણ.

સાચવજો સંબંધ પરસ્પર, ધર્મ રાખી ધ્યાન;
સંપી સદ્ગુણ લેજો દેજો, દૂર કરી અભિમાન.

* * * * *

પ્રેમે વચનામૃત પાનવિના, સાચા ખોટાના ભાનવિના;
ગાંઠ હૃદયની જ્ઞાનવિના, ગળશે નહિરે.

* * * * *

તત્ત્વ નથી મારા તારામાં, સુજ્ઞ સમજ નરતા સારામાં;
સેવક મૃતદારામાં, દિન બળશે નહિરે.

* * * * *

જો ઇચ્છા મનમાં કરો, હૃદય થવાની આપ;
તો અંતરમાં કોતરો, દૃઢ નિશ્ચયની છાપ.
આરંભ્યાં ઉત્તમ તમે, કરો પૂર્ણ સહુ કામ;
તેના શુભ પરિણામમાં. સદા લહો વિશ્રામ.

* * * * *

ન કરે અન્યને ઉંચા, જે ઉંચી જાતનો થઇ;
ઠુંઠના સરખો તેને, જીવતો કોઇ કે નહીં.

* * * * *

જુએ સાંભળે તોય, નહીં બોલે ચાલે કશું;
તે માનવ નહિ હોય. ચણુતરાના ચાડિયા.

* * * * *

ન કરે અર્થી કાજ, પાંચ આંગળાં એકઠાં;
લાખ દામની લાજ, રાખ બરાબર લેખવી.

( સ્વ. કેશવલાલ હરિરામ ભટ્ટ )





સમસ્ત પ્રશ્નોરા નાગરની ન્યાતિના વસ્તીપત્રક માટે સંવત ૧૯૪૩ માં
પહેલ વહેલો પ્રયત્ન કરનાર, સ્વજ્ઞાતિબન્ધુહિતેચ્છુ,

**સ્વર્ગસ્થ મહાત્મા શ્રી ઝુંડુભટજી ઉર્ફે કરૂણાશંકર વિઠ્ઠલજી ભટ્ટ.**

જન્મ.
સંવત ૧૮૮૭ ના
દ્વિ. વૈશાખ સુદિ ૫, રવિવાર.

મરણ.
સંવત ૧૯૫૪ ના
વૈશાખ વદિ ૫, મંગળવાર.

લક્ષ્મી આર્ટ, ભાયખળા, મુંબઈ.

# પ્રાસ્તાવિક નોંધ.

આપણી સમસ્ત પ્રશ્નોરા જ્ઞાતિના વસ્તીપત્રકનો આ પહેલ વહેલોજ રિપોર્ટ છે. તેની જરૂરિઆત વિષે શ્રીયુત વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થીએ આગળ નિવેદનમાં ઘણી સારી રીતે વિવેચન કરેલું છે; એટલે તેના સંબંધમાં મારે વિશેષ લખવાની જરૂર રહેતી નથી. ફકત એટલુંજ કહીશ કે જે જ્ઞાતિ દિન પ્રતિદિન ક્ષીણ થતી જાય તેના સંબંધમાં કંઇપણ ઉપાય લેવામાં ન આવે તો આખરે તેની કઇ સ્થિતિ આવે એ સમજાવવું પડે તેવું નથી. જ્ઞાત્યુન્નતિના ઉપાયો હાથ ધરતા પહેલાં તેની ખરી વસ્તુસ્થિતિ જાણવાની અગત્ય રહે છે; અને તે વસ્તુસ્થિતિ વસ્તીપત્રકથી જાણી શકાય તેમ છે, તેથી પ્રથમ વસ્તીપત્રકનું કાર્ય હાથમાં લીધું છે.

કેટલાએક બંધુઓની શંકાના સમાધાન માટે અત્ર કહેવાની અગત્ય છે કે આ કાર્ય કોઇના કહેવાથી કરવામાં આવ્યું નથી, પરન્તુ જ્ઞાતિમાંની એક વ્યક્તિ તરીકેની મારી ફરજ છે કે જ્ઞાતિ-હિતના કોઇપણ કાર્યમાં મારે બનતો પ્રયત્ન કરવો જોઇએ; અને તેમાં પણ જ્ઞાતિના ગોર-શુક્લના કુટુંબમાં મારો જન્મ થએલો હોવાથી એ ફરજમાં વધારો થયો છે. વળી જ્ઞાતિની ઉન્નતિનો પ્રવાહ વધારે વેગવાન બનાવવાને થોડી મુદ્દતથી ભાવનગરમાં 'પ્રશ્નોરા યુવકમંડળ' સ્થપાયું છે તેમાં મેમ્બર થયા પછીથી મારે માથે બેવડી ફરજ હતી તે ત્રેવડી-ત્રણ ગણી-થઇ. આ પ્રમાણે ફરજોનો બોજો વધ્યો ત્યારે તેની નીચે ચગદાયા કરતાં તેમાંથી બની શકે તેટલા અંશે પણ મુકત થવાય તો ઠીક એમ ધારી પ્રથમતું આ કાર્ય હાથમાં લીધું; અને ઇષ્ટકૃપાથી ને ઉદાર દિલના બંધુઓની સહાનુભૂતિથી તે પૂર્ણ પણ થયું. તેજ મુજબ હવે પછી પણ બીજાં ક્રમે ક્રમે જ્ઞાતિહિતનાં કાર્યો હાથમાં લેવા ઇચ્છા છે, તેમાં પણ આ સમયની માફક બંધુઓ સહાય કરશે એવી આશા છે.

આ કાર્યમાં ઉદાર દિલવાળા બંધુઓએ સહાય કરીને મારા પર જે મોટો ઉપકાર કર્યો છે તે ખાતે તે સર્વેનો શુદ્ધ અંતઃકરણથી મોટો આભાર માનું છું.

શ્રીમાન્ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીશ્રીએ આ કાર્યના આરંભમાંજ સારી મદદ કરી કે જેથી લાંબા વખતથી આ કાર્ય કરવાની મારી ઇચ્છા હતી તે જલદી પૂર્ણ થઇ, અને તેથી તેઓશ્રીનો મોટો આભાર માનું છું. આશા છે કે હવે પછી પણ તેજ પ્રમાણે મદદ કરી ઉપકૃત કરતા રહેશે.

અત્ર કહેવાની અગત્ય છે કે શ્રીમાન્ સર પટ્ટણીશ્રીએ આપણી જ્ઞાતિને પ્રસિદ્ધિમાં આણી છે એટલુંજ નહિ, પરન્તુ લગભગ ૧૭-૧૮ વર્ષથી જ્ઞાતિના વિદ્યાર્થીઓની સગવડતા સાચવવાને એક 'પ્રશ્નોરા બોર્ડિંગ' સ્થાપન કરી છે; ને તેમાં ઘણી સારી મદદ અદ્યપર્યંત આપી રહ્યા છે. વળી જ્ઞાતિમાંના ગરીબ વિદ્યાર્થીઓને સારી કેળવણી લેવાને કેટલીએક સ્કોલરશીપો પણ તેઓશ્રી આપે છે. તેઓશ્રીના પૂજ્ય પિતાશ્રીએ પણ આ વર્ષે રૂ. ૨૦૦૦) ની રકમ 'પ્રશ્નોરા બોર્ડિંગ'ને આપી પોતાના લઘુ બન્ધુ સ્વ. કેશવલાલનું સ્મારક ચિરસ્થાયી બનાવ્યું છે; તેમજ સર પટ્ટણીના જ્યેષ્ઠ પુત્ર શ્રીયુત અનંતરાયભાઇ પણ એ બોર્ડિંગ માટે સારો ભાવ ધરાવે છે. આ પ્રમાણે શ્રીમાન સર પટ્ટણીનું આખું કુટુંબ આપણી જ્ઞાતિ ઉપર ઉપકાર કરનારૂં છે એ આપણે ભૂલી જવું ન જોઇએ. સાથે એટલું તો કહીશ કે સર પટ્ટણી તરફથી જેટલા પ્રમાણમાં મદદની આશા રાખીએ તેટલા પ્રમાણમાં તો હજુ મળી શકી નથીજ; પણ આજ સુધીના મારા જ્ઞાતિ-અનુભવથી એટલું કહી શકું છું કે જો જ્ઞાતિ-હિતનાં ખરાં કામો હાથમાં લેવામાં આવે તો તેમાં તેઓ જોઇતી મદદ અવશ્ય આપશે.

બીજું-આ કાર્ય કરવામાં મને તન, મન ને ધનથી મદદ કરનારા શ્રીયુત વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થીનો જેટલો આભાર માનું તેટલો ઓછોજ છે. તેઓશ્રીએ આ કાર્યમાં આરંભથી માંડીને અંત સુધી પોતાથી બનતી મદદ કરી છે. શ્રીયુત આવસત્થી જ્ઞાતિના એક સાચા સેવક છે એમ આ કાર્યમાં તેમણે કરેલી મદદથી સિદ્ધ થાય છે. વળી તેઓશ્રી સાથેનો પરિચય થતાં એમ પણ જણાયું કે તેઓ જ્ઞાતિ-હિતનાં દરેક કાર્યમાં પોતાથી બનતી મદદ કરે છે. ઇશ્વર, તેમના જેવા ઘણા બંધુઓ તૈયાર કરે, અને જ્ઞાત્યુન્નતિનો પ્રવાહ જલદી આગળ વધે; એજ ઇષ્ટપ્રતિ અભ્યર્થના છે.

શ્રીયુત ગિરિધર શર્માએ ઉત્તરહિંદમાં વસતા આપણા જ્ઞાતિબંધુઓની બની શકી તેટલી નોંધ મોકલી આપીને મોટો ઉપકાર કર્યો છે.

'ઝંડુફાર્મસી'ના સ્થાપક શ્રીયુત જાુગતરામભાઇએ અનેક મુશ્કેલીઓ વેઠીને મુંબઇ ખાતેનું વસ્તીપત્રકનું કામ કરવામાં સહાય કરી છે, અને નાણાંની પણ સહાય કરી છે; તેમજ તેમના પિતામહનો ફોટોગ્રાફ જે આ રિપોર્ટમાં મૂકવામાં આવ્યો છે તેના બ્લોકનું બધું ખર્ચ તેઓશ્રીએ આપ્યું છે. તે ખાતે તેમનો પણ મોટો આભાર માનું છું.

શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યે હાલાર વિભાગનાં ફૉરમો ભરાવવામાં અને કેટલીએક સૂચનાઓ આપી કાર્ય સરળ કરાવી આપવામાં સહાય કરી છે. વળી નાણાંની પણ મદદ કરી છે. માટે તેમનો પણ ઉપકાર માનું છું.

પ્રોફેસર હરિલાલ માધવજી ભટ્ટે હાલારવિભાગનું પ્રથમ વસ્તીપત્રક કરેલું તે ઉપરથીજ આ કાર્ય કરવાની વૃત્તિ ઉદ્ભવેલી, એટલે આ કાર્યનું માન કેટલેક અંશે તો તેમનેજ ઘટે છે. વળી જૂનાગઢ ખાતે વસ્તીપત્રકનું કાર્ય કરવામાં તેઓશ્રીએ સહાય કરી છે, તેમજ તેમણે કરેલું વસ્તીપત્રક આ કાર્યમાં સહાયરૂપ થઇ પડ્યું છે, તેથી તેમનો પણ ઉપકાર માનું છું.

શ્રીયુત દેવશંકર વૈકુંઠજી ભટ્ટ અને શ્રીયુત વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થીએ મળીને ગુજરાત વિભાગનું કાર્ડસીસ્ટમથી વસ્તીપત્રક કરવા માંડેલું તે પણ આ કાર્યમાં સહાયરૂપ થઇ પડ્યું છે તેથી તેમનો પણ ઉપકાર માનું છું.

તદુપરાંત શ્રીયુત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, શ્રીયુત કૃષ્ણપ્રસાદ ગિરિજાશંકર ભટ્ટ, શ્રીયુત ગિરિજાશંકર કરુણાશંકર ભટ્ટ, શ્રીયુત જગજીવન કાળીદાસ પાઠક, શ્રીયુત પ્રભાશંકર ભાઇશંકર પંડ્યા, રા. લાભશંકર અખિલશંકર પંડ્યા, રા. અંબાશંકર રૂપરામ મહેતા, રા. ધીરજલાલ અમૃતલાલ ભટ્ટ, રા. વાસુદેવ શંકરલાલ શુકુલ, અને તે સિવાય આ કાર્ય કરવામાં બીજા જે જે બંધુઓએ સહાય કરી છે, તે સર્વેનો ફરીથી મોટો ઉપકાર માનું છું.

આ કાર્યને અંગે નાણાંની મદદ કરીને જેમણે મોટો ઉપકાર કર્યો છે તેમનાં મુબારક નામ નાણાંની રકમ સાથે નીચે આપ્યાં છે.

| મદદની રકમ. | મદદનીશનાં નામ. | વતન. |
|---|---|---|
| રૂ. ૧૫૦) | સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સી. આઈ. ઇ.... | ...મોરબી |
| ,, ૩૧) | શ્રીયુત જાુગતરામ શંકરપ્રસાદ વૈદ્ય. ... ... | ...જામનગર |
| ,, ૨૫) | શ્રીયુત વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય બી. એ., બારીસ્ટર એટ–લો., જે. પી. | મુંબઈ |
| ,, ૧૨) | સ્વ. કલ્યાણ ભટ્ટને સ્વ. છોટા ભટ્ટના કુટુંબના. રા. હા. વિ. ય. આવસત્થી. | ભાવનગર |
| ,, ૧૦) | શ્રીયુત પ્રાણશંકર પ્રેમશંકર પટ્ટણી. ... ... | ...જામનગર |
| ,, ૮) | જદુરામ શુકુલના કુટુંબના. હા. રા. મહાશંકર જદુરામ શુકુલ. | ...નાનીબોરૂ |
| ,, ૫) | શ્રીયુત હરિલાલ ભાણશંકર પંડ્યા. બી. એ. ... | ...બરવાળા |
| ,, ૫) | શ્રીયુત સવાઇલાલ ગિરિધરલાલ પંડ્યા. એલ. સી. ઇ.... | ...બરવાળા |
| ,, ૫) | શ્રીયુત ભગવાનદાસ જીવનરામ પટ્ટણી એચ. એ. ... | ...જૂનાગઢ |
| ,, ૪) | શ્રીયુત ગુલાલરામ રેવાશંકર પાઠક. ... ... | ...ભાવનગર |
| ,, ૩) | શ્રીયુત નાગરદાસ ઇશ્વરલાલ ફોજદાર. ... ... | ...પચ્છેગામ |
| ,, ૩) | શ્રીયુત ભગવાનલાલ વિશ્વનાથ પાઠક. ... ... | ...ભાવનગર |
| ,, ૩) | સ્વ. રામભટ્ટના કુટુંબના હા. વૈદ્ય જટાશંકર. ... | ...પચ્છેગામ |
| ,, ૩) | સ્વ. ભાઇભટ્ટના કુટુંબના હા. રા. અમરજી દયારામ. ... | ...પચ્છેગામ |

,, ૩) સ્વ. દેવાભટ્ટના કુટુંબના હા. રા. ગિરજાશંકર કરૂણાશંકર ભટ્ટ ...પચ્છેગામ
,, ૨) શ્રીયુત છોટાલાલ વિઠ્ઠલજી ભટ્ટ ... ... ...ભાવનગર
,, ૨) શ્રીયુત વાસુદેવ દેવનાથ પંડ્યા બી. એ.... ... ...બરવાળા
,, ૨) શ્રીયુત દેવશંકર વૈકુંઠજી ભટ્ટ... ... ... ...પચ્છેગામ
,, ૨) શ્રીયુત ગિરિજાશંકર કરૂણાશંકર ભટ્ટ ... ... ...પચ્છેગામ
,, ૨) શ્રીયુત રામભટ પીતામ્બર ભટ્ટ ... ... ...રોજકા
,, ૨) શ્રીયુત લક્ષ્મીશંકર નર્મદાશંકર ભટ્ટ બી. એ. ... ...ભાવનગર
,, ૧) શ્રીયુત મોહનલાલ કેવળરામ શાસ્ત્રી ... ... ...બાટીપડવા

---

રૂ. ૨૮૩) અંકે બસેં ત્યાસી રૂપીઆ કુલ્લ મદદના આવ્યા.
તેમાંથી થએલા ખર્ચની યાદી નીચે પ્રમાણે છે.
રૂ. ૧૩) વિજ્ઞપ્તિપત્રિકા, ફોરમો, સૂચનાપત્રો વગેરેની છપામણીના કાગળ સાથે.
,, ૫૬) પોસ્ટ, રેલ્વે ને બીજો પરચુરણ ખર્ચ થયો તેના.
,, ૫૫) વંશવૃક્ષો નંગ ૭ છપાવ્યાં તેની છપામણીના કાગળ સાથે.
,, ૬) સ્વ. મહાત્માશ્રી શંકરભટ્ટજીના ફોટોગ્રાફની છપામણીના કાગળ સાથે.
,, ૧૦૬) રિપોર્ટની છપામણી, વળામણી, ને બંધામણીનો ખર્ચ કાગળ સાથે.
,, ૩) રિપોર્ટ તૈયાર થવાની ખબર આપવાનો ખર્ચ હેન્ડબીલના ખર્ચ સાથે.

---

રૂ. ૨૩૯) અંકે બસેં ઓગણચાળીસ રૂપીઆ ખર્ચાયા.
આ ઉપરાંત રૂ. ૫) રિપોર્ટ મોકલતાં રેપર્સ ને પેકીંગનું ખર્ચ થશે
અને રૂ. ૩) મદદ કરનારાઓને રિપોર્ટ મોકલવાનું પોસ્ટ ખર્ચ થશે.

---

એટલે કુલ્લ રૂ. ૨૪૭) અંકે બસેં સુડતાળીશ રૂપીઆ ખર્ચના થશે, અને બાકી રૂ. ૩૬) અંકે છત્રીસ રૂપીઆ શીલીક રહેશે. તે હવે પછી પાંચ કે દશ વર્ષે પાછું ફરીને વસ્તીપત્રક થાય તેમાં વાપરવા માટે અનામત રાખવા વિચાર છે. તે ફંડમાં વધારો કરવાની જેમની ઇચ્છા થાય તેમણે રકમ મોકલી આપવી.

આ રિપોર્ટમાં 'જનરલ' નોંધ અને 'ડિરેકટરી' આપેલાં છે. તે સંવત્ ૧૯૭૨ના જેઠ શુદિ ૧ના રોજ જ્ઞાતિની જે સ્થિતિ હતી તે પરથી લખવામાં આવી છે. તેથી તે પછીનો ફેરફાર તેમાં નજરે પડશે નહિ.

આ કાર્ય કરવામાં બીજા બંધુઓએ ઘણી મદદ કરી છે, તોપણ હું અત્રે એકલો હોવાથી તારવણીનું કામ, તેમજ રિપોર્ટ લખવાનું ને તેને છપાવવાનું કામ મારે એકલે હાથે કરવું પડયું છે એટલે તેમાં ભૂલો થવાનો સંભવ છે. તો જ્યાં જ્યાં દોષ માલુમ પડે ત્યાં ત્યાં ક્ષંતવ્ય દૃષ્ટિથી જોવા વિનંતી છે. રિપોર્ટમાં પૃષ્ઠ ૨૮ ને ૨૯ માં ચાંદ, ખેતાબ ને ડીગ્રીવાળા જ્ઞાતિબંધુઓનું લીસ્ટ આપેલું છે. તેમાં ગુજરાત વિભાગમાંના રા. કાન્તીલાલ જટાશંકર પંડયા એચ. એ. થએલા છે, ને હાલાર વિભાગમાંના રા. જુગતરામ માણેકલાલ ભટ્ટ બી. એ. એલ. એલ. બી. થએલા છે; તે બે નામ રહી ગયાં છે તે સુધારીને વાંચવા વિનંતી છે.

આ કાર્યજ એવું છે કે તે એક વ્યક્તિથી થઇ શકે નહિ. જે કંઇ થઈ શકયું છે તે બીજાઓની સહાયથીજ થઇ શકયું છે. એટલે આ કાર્યનું ખરૂં માન તે સહાય કરનારા બંધુઓનેજ ઘટે છે.

સંવત્ ૧૯૭૩ના
ફાલ્ગુન શુદિ ૪, રવિવાર
ગોપીપુરા—સુરત.

લિ૦
સેવક
દયાશંકર ભાઇશંકર શુકલ

# અનુક્રમણિકા.





# નિવેદન.

---

આપણી પ્રશ્નોરા જ્ઞાતિનું વસ્તીપત્રક કરવા માટે અગાઉ પ્રયત્નો થયેલા. મર્હુમ મહાત્મા શ્રી ઝંડુભટ્ટજીએ એ કામ માટે અથાગ શ્રમ કર્યો હતો, અને ગુજરાતી, હાલારી તથા રાજસ્થાની પ્રશ્નોરાઓની ઘણીખરી હકિકત આજથી ત્રીશ વરસ ઉપર તેઓશ્રીએ મેળવી હતી: પરંતુ જ્ઞાતિના કમભાગ્યે એ મહાત્માના શ્રમનું પરિણામ બહાર આવવા પામ્યું ન હતું.

ત્યારપછી હાલારી પ્રશ્નોરાનું ટુંક વસ્તીપત્રક પ્રોફેસર શ્રીયુત હરિલાલ માધવજી ભટ્ટ તરફથી આશરે સાત આઠ વરસ પહેલાં પ્રકટ કરવામાં આવ્યું હતું; પરંતુ સમગ્ર પ્રશ્નોરા જ્ઞાતિનું વસ્તીપત્રક આજ સુધી ગર્ભમાં હતું તે કેટલાક આયાસે આજે જોવાને જ્ઞાતિ ભાગ્યશાળી થઇ શકી છે.

વસ્તીપત્રકની યોજનાથી એકંદર જ્ઞાતિની સ્થિતિ, સમ્પત્તિ, અને પ્રવૃત્તિનું સામાન્ય જ્ઞાન સરલતાથી મળી શકે છે. એટલુંજ નહિ, પરંતુ વિચારવાની તક પણ મળે છે કે એ સ્થિતિમાં હવે શું અને શી રીતે સુધારો કરવો આવશ્યક છે, તેની સમ્પત્તિ કેવા ઉપાયો યોજવાથી વૃદ્ધિંગત થઈ શકે તેવું છે, તથા દેશકાલને અનુસરીને તેની પ્રવૃત્તિ કઇ દિશામાં હવે વાળવાની જરૂર છે—કે જેથી આપણે આયાસને અભાવે જમાનાની પાછળ ઢસરડાવા કરવા કરતાં જમાનાના વેગને વટાવીને આપણે માટે ઉન્નત અને ઉચિત માર્ગ ઉપર આપણા સ્વત્વને બળે આગળ ને આગળ ધસારો કરી શકીએ.

જ્ઞાતિના સામાન્ય વ્યવહાર, રીતરીવાજ, આચારવિચાર, વગેરેમાં હાલ જમાના પલટાતાં કેવા ફેરફાર થયા છે અને થતા જાય છે, તથા તેમાં ગ્રાહ્ય અને ત્યાજ્ય શું છે તે જોઇ જાણી શકાય; જ્ઞાતિબંધારણના ધોરણથી કૌટુમ્બિક સ્નેહ અને કુળાભિમાન તથા જ્ઞાતિજન તરીકેની દૃઢ ભાવનાને પોષણ મળે; અને આત્મગૌરવ, સાત્વિક આચાર, સૌહાર્દ, બંધુભાવના, વગેરે વૃદ્ધિ પામે એવા હેતુથી આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

આપણા પુર્વજો વૈદ્ય, વિદ્વાન, ઉપદેષ્ટા, ભક્ત, શોધક, કવિ, પૌરાણિક, વગેરે પ્રકારે પ્રસિદ્ધ થઇ ગયા છે; પરંતુ કાળબળને લઇને વિદ્યા, સદ્ભાવ, શક્તિ, વગેરે હાલ કેટલે અંશે નષ્ટ થયું છે તે સહેજ સમજી શકાય તેવું છે. આપણામાંથી ગૌરવ, સૌજન્ય, સાદાઇ, ધર્મપરાયણતા, વિદ્યાવ્યસન, વગેરે પ્રાચીન ગુણો અને ધર્મો લુપ્ત થયા છે અને થતા જાય છે. કુલાભિમાન અને જ્ઞાતિજન તરીકેની દૃઢભાવના શિથિલ થઈ છે. ઘરઘર દીઠ અને વ્યક્તિવાર પોતપોતાને પટેલ માને છે, અને અધીનતાના મહિમાનો મર્મ પણ સમજ્યા વગરનાઓ પોતે આધિપત્યને ઉંબરે ચ્હડવા જાય છે, તેથી ઠોકરો અને ઠેબાં સિવાય બીજો શો અનુભવ થાય? પૂર્વકાળમાં જ્ઞાતિના અગ્રણી અને અનુભવવૃદ્ધ વીરનરોનાં વચનો વિધિવાક્ય ગણાતાં તે વખતે સ્થિતિ સરલ અને સુલેહભરી હતી. એક બીજાની આમન્યા સચવાતી એટલુંજ નહિ, પણ એકમેક તરફ અંતરનો સ્નેહ અને બાંધવભાવ ઉભરાતો હતો. આજે હવે તેવી નિયામક શક્તિનો હ્રાસ જોવામાં આવે છે; અને અનિયંત્રિત સમાજમાં જે જે પ્રકારની અનિષ્ટતા પ્રાદુર્ભાવ પામે તેવા પ્રકારનાં અનિષ્ટ પરિણામો અનુભવમાં આવતાં જાય છે. આવી સ્થિતિ લાંબો વખત ચાલુ રહે તો પરિણામ શું આવે તે સમજાવવું પડે તેવું નથી.

માટે એ સ્થિતિમાં જોઇતો સુધારો કરી જ્ઞાતિ તરીકેની પ્રતિષ્ઠા જમાવવાના કામ માટે તથા ઉપર નિવેદન કરવામાં આવ્યા તેવા ઉપાયો કે માર્ગો શોધવાના કામ માટે આ પ્રવૃત્તિનું પરિણામ જેટલે અંશે ઉપકારક કે માર્ગદર્શક થાય તેટલા પ્રમાણમાં સંતોષ મેળવવાનો હેતુ છે; અને એવા આશા-જનક ઉલ્લાસથી આપણી સમગ્ર જ્ઞાતિનું આ વસ્તીપત્રક આપણા જ્ઞાતિબંધુઓની સન્મુખ રજુ કરવામાં આવ્યું છે.

લિ. સ્વજ્ઞાતિ-સેવક

વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી.

# જ્ઞાતિશ્રેય:સાધનાના વિચારો.

( લેખક–શ્રીયુત વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી–ભાવનગર. )

આપણે પ્રાચીન કાળના મહાન્ ઋષિ, મુનિઓના વંશજો છીએ એ વાત અનાદિ કાલથી ચાલી આવતા ગોત્રાભિધાનથી સિદ્ધ છે. આપણા એ પૂર્વજો પ્રથમ ઉત્તર ધ્રુવના મનોહર પ્રદેશમાં વસતા હતા. એ પ્રદેશમાં ૭ માસનો દિવસ અને ૭ મહિનાની રાત એમ આખા વર્ષના બે વિભાગ પડે છે. આ હકિકતનું વર્ણન વેદમાં ઘણે સ્થળે જોવામાં આવે છે. સ્થળે સ્થળે ઉષાનું વર્ણન અને સ્તુતિ છે તે આ મનોહર દૃશ્યને ઉદ્દેશીનેજ છે. વળી પિતૃલોકમાં કે દેવલોકમાં એક દિવસ અને રાત થાય છે ત્યારે આપણું એક આખું વરસ થાય છે એમ આપણાં શાસ્ત્રોમાં પણ લખેલું છે. એ ઉપરથી સમજાય છે કે આપણા પિતૃઓ એટલે પૂર્વજો ઉત્તર ધ્રુવના વાસી હતા. યુગાંતરે જ્યારે ધીમે ધીમે એ ધ્રુવ પ્રદેશ ઠંડો થવા લાગ્યો અને તેમાં કુદરતી રીતે બરફનો જમાવટ એટલો થતો ગયો કે તે પ્રદેશ નિવાસ કરવા લાયક રહ્યો નહિ, ત્યારે તે સ્થાનકવાસીઓ ક્રમે ક્રમે નીચે ઉતર્યા. કેટલોક સમય તેઓ આવીને કાકેસસ પર્વત અને કાસ્પીયન સમુદ્ર પાસેના દેશમાં વાસો કરીને રહ્યા. ત્યાં વસવા દરમ્યાન કોઈ પ્રસંગે માંહોમાંહે ભેદ પડવાથી એક પક્ષ ઈરાન, ઈજીપ્તમાં થઈ ગ્રીસ અને રોમ તરફ ગયો, અને બીજો પક્ષ પૂર્વ તરફ ચાલીને કાશ્મીર અને હિંદુકુશમાં થઇ હિંદુસ્થાનમાં આવી વસ્યો.

શતપથ બ્રાહ્મણમાં વર્ણવેલા દેવ–દાનવના કજીયાનો જે ઇતિહાસ છે તે આ વાતને પુષ્ટિ આપે છે, અને સમજાય છે કે આર્ય લોકોમાં તે વખતે બે પક્ષો થયેલા; એક પક્ષ પશ્ચિમમાં એટલે ઈરાન, ગ્રીસ, રોમ, વગેરેમાં ગયો અને બીજો પક્ષ પૂર્વમાં હિંદના ઉત્તર ભાગમાં આવી રહ્યો. આ બાબતની સાબીતી માટે આપણે જોઇએ તો માલૂમ પડે છે કે પારસી લોકોનાં શાસ્ત્રોમાં "દેવ" શબ્દ "અસુર"ના અર્થમાં વપરાયલો છે, અને "અહુર" નો અર્થ તેમનાં શાસ્ત્રમાં પરમેશ્વર થાય છે; તેમજ "ઇંદ્ર" જે આપણાં શાસ્ત્રમાં દેવોનો રાજા ગણાય છે તે શબ્દનો પર્શ્યન શાસ્ત્રમાં "સેતાન" અર્થ થાય છે.

એ વાત ગમે તેમ હો; પણ આપણા પૂર્વજો હિંદમાં આવી પંજાબ અને હિમાલયની તળેટીમાં વસ્યા એ વાત સ્પષ્ટ છે. એ વખતે હિમવાન પર્વત હાલ જેટલો બરફથી ઢંકાયલો છે તેવી સ્થિતિમાં હતો નહિ, પણ તેનાં કેટલાંક શિખરો જ્વાળામુખી હતાં એ વાત ભૂસ્તર વિદ્યાના શોધકોએ સિદ્ધ કરેલી છે. અને તેની મધ્યમાં આવેલું મુખ્ય શિખર તો લાલચોળ ધગધગતા અંગાર જેવું નિરંતર દૃષ્ટિગોચર થતું. એ મધ્ય મહા-શિખરને આપણાં શાસ્ત્રમાં સુવર્ણનો મેરૂ કહ્યો હોય તે સંભવિત છે. બાકીનાં ઠંડાં પડેલાં શિખરમાંથી સરસ્વતી અને ગંગા જેવી મોટી નદીઓ નીકળતી હતી. પછી વખત જતાં હિમવાન પર્વત બરફથી વધારે વધારે આચ્છાદિત થતો ગયો, અને મહાન્ સરસ્વતી નદી જે પૂર્વે પંજાબ અને રજપુતાના વીંધીને ઠેક હિમાલયથી ખંભાતના અખાત સુધી વહેતી હતી, અને જેને માટે વેદોમાં ઘણે સ્થળે ઉલ્લેખ છે, તે સરસ્વતીનો મહા નદ કંઇ કુદરતી કારણે બંધ થયો અને તેને ઠામે પંજાબ પ્રદેશમાં બીજી પાંચ નદીઓ વહેવા લાગી. આ પ્રદેશ જે સરસ્વતીના નામ ઉપરથી સારસ્વત કહેવાતો હતો અને અસલના ઋષિમુનિ બ્રાહ્મણ મહાત્માઓનું નિવાસસ્થાન હતું તે હવે પંચનદ કે પંજાબના નામથી ઓળખાવા લાગ્યો. સિવાય કેટલાક બ્રાહ્મણ મહાત્માઓ ગંગાને ઉત્તર તીરે હિમાલયની તળેટીના ભાગમાં પણ નિવાસ કરતા હતા. એ આપણા સરસ્વતી દેવીના પૂજક પૂર્વજો પંચનદ પ્રદેશને તથા હિમાલયની કંદરાઓને વેદધ્વનિથી પ્રતિધ્વનિત કરતા, તથા પરમ જ્ઞાન પ્રાપ્ત કરી પરમ તત્વના અખંડ આનંદમાં નિમગ્ન રહેતા; અને પરમાત્માની વિભૂતિના ભોક્તા બની તેઓ સમ્રાટ્ વૈભવને પણ તુચ્છ ગણતા.

જ્યાં ગગનતલચુમ્બી ભવ્ય ગંભીર મૂર્તિમાન્ પર્વતો હોય, અને જ્યાં સિંધુ, સતલજ, ગંગા, જમનાં જેવી વિશાળ નદીઓનાં નિર્મલ જલ ધોધબંધ વહેતાં હોય તેવાં તીર્થક્ષેત્રમાં વસનારા લોકોનાં દિલમાં સ્વા-

ભાવિક રીતે ભક્તિભાવ, પવિત્રતા, નિસ્વાર્થ-ત્યાગ, પરમાર્થ, વગેરે દિવ્ય ગુણો ખીલી નીકળે તથા વિદ્યા અને જ્ઞાનના તેઓ મહાન્ ઉપાસક બને એમાં શું આશ્ચર્ય ! આ રીતે એ પ્રદેશના નિવાસની અસરથી આપણા પૂર્વજ ઋષિ મુનિઓ તેવા ગુણોવાળા અને જ્ઞાનના કે તત્ત્વવિદ્યાના ખરા ઉપાસક બન્યા. વેદ, પુરાણ, વગેરે આપણાં સર્વે ધર્મશાસ્ત્રો આ હકિકતની સાક્ષી પૂરે છે. મેઘ, વાયુ, વિદ્યુત, જલ, વગેરેની ભવ્યતા અને મહત્તાથી આકર્ષાઇને તથા તેની ઉપયોગિતા તથા પાવકશકિતનો સાક્ષાત્કાર કરીને તે તે પદાર્થના અધિષ્ઠાતા દેવ એક અખંડ અદ્વિતીય ચૈતન્યરૂપ પરમતત્ત્વ છે એવું તત્ત્વજ્ઞાન હજારો વર્ષ પૂર્વે આપણા એ પૂર્વજોએ સિદ્ધ કરેલું છે. અને તેની કંઇ કંઇ ઝાંખી હજી હવેની દુનિયાને વૈજ્ઞાનિક શોધોના બળથી થવા લાગી છે.

એ પૂર્વના ઋષિ મુનિઓની જ્યારે વંશવૃદ્ધિ થઇ ત્યારે કંઇ બંધારણ કરવાની આવશ્યકતા ઉત્પન્ન થઇ, અને બ્રાહ્મણોનાં કર્તવ્યો માટે આજ્ઞાઓ કરવાની તેઓને જરૂર પડી. એ યોજાયલી શાસ્ત્રાજ્ઞાઓમાંથી થોડી દૃષ્ટાંત તરીકે નીચે ઉતારી આપીએ છીએ:—

"स्वाध्यायोऽध्येतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ।"

"वेदमेव सदाऽभ्यसेत् शुचौ देशे समाहितः ।"

"षट्कर्माणि निजान्याहु ब्राह्मणस्य महात्मनः ।
तैरेव सततं यस्तु वर्तयेत्सुखमेधते ॥"

"अध्यापनमध्ययनं याजनं यजनं तथा ।
दानं प्रतिग्रह श्चेति षट्कर्माणीति चोच्यते ॥"

(હારિત સંહિતા)

આ પ્રમાણે બ્રાહ્મણ ધર્મને ઉચિત કર્તવ્યોની યોજના કરવામાં આવી; તથા આચાર વિચાર માટે પણ ઉચિત નિયમો સ્થપાયા.

મહાન્ વસિષ્ઠ તથા ગૌતમ આદિ મહર્ષિઓએ બ્રાહ્મણોના ધર્માચરણ માટે આજ્ઞાઓ આપી છે કે:—

"आचारः परमोधर्मः सर्वेषामिति निश्चयः ।
हीनाचाराः परीतात्माः प्रेत्य चेह विनश्यति ।"

"आचाराल्लभते धर्मम् । आचारादेव धनम् ।
आचारादेव सुखम् । आचारादेव मोक्षमाप्नुयात् ॥"

"आचारहीनस्य तु ब्राह्मणस्य वेदाषडंगा अखिला सपक्षाः ।
कां प्रीतिमुत्पादयितुं समर्थाः अंधस्य दारा इव दर्शनीयाः ॥"

"विद्या विनाशे पुनरभ्युपैति ज्ञाति प्रणाशे त्विह सर्वनाशः ॥"

"कुलापदेशेन हयोऽपि पूज्यः ॥"

આ પ્રમાણે આચાર અને કુલ ધર્મ માટે ઋષિઓ કહી ગયા છે. વળી મન્વંતર પુરાણમાં પણ શિષ્ટાચાર માટે કહ્યું છે કે:—

"दानं सत्यं तपो लोको विद्येज्या पूजनं दमः ।
अष्टैतानि चरित्राणि शिष्टाचारस्य लक्षणम् ॥"

દાન, સત્ય, તપશ્ચર્યા, લોકાચાર, વિદ્યાભ્યાસ, યજ્ઞ, ભગવત્પૂજન, ને ઇંદ્રિયનિગ્રહ, એ આઠ કર્મોનું નિત્ય પાલન કરવું તેનું નામ શિષ્ટાચાર કહેવાય છે. બ્રાહ્મણોનાં આવાં લક્ષણો સ્થાપવાનો ઉદ્દેશ એ હતો કે ભવિષ્યમાં તેઓ મૂર્ખા, અનાચારી, નીચ કુલના અને પતિત ન થઇ જાય.

વળી વ્યવહાર અને ઘરસંસારના બંધારણ માટે પણ તેમણે ઉત્તમ પ્રકારના નિયમો દાખલ કર્યા. વિવાહ કરવા સમયે વરની અને કુળની પરીક્ષા માટે સ્થાપિત નિયમ એવો હતો કે:—

"एतैरेव गुणै र्युक्तः सवर्णः श्रोत्रियो वर ।"

" कुलं च शीलं च वयश्च रूपं विद्यां च वित्तं च सनाथतां च ।
एतान्गुणान्सप्त परीक्ष्य देया कन्या बुधैः शेषमचिन्तनीयम् ॥ "

( વિવાહમિમાંસા–ગૃહ્યસૂત્ર ).

વળી ઉત્તમ દ્વિજ પણ એજ મનાતો કે:—

" य एव विद्वांस्तपसा च वृद्धः स एव पूज्यो भवति द्विजानाम् । "

" जात्या कुलेन वृत्तेन स्वाध्यायेन श्रुतेन च ।
एभि र्युक्तो हि य स्तिष्ठेत् नित्यं स द्विज उच्यते ॥ "

આ રીતે ઉત્તમ દ્વિજ અને ગુણયુક્ત વર શોધીને કન્યાપ્રદાન કરવાનો રિવાજ હતો. એ નિયમો હિતાવહ હોવાથી તેનું દઢતાથી પાલન થાય અને તેનું કદિપણ ઉલ્લંઘન થવા પામે નહિ તેટલા સારૂ પ્રતિબંધક આજ્ઞાઓ પણ કરવામાં આવેલી. આ બાબતમાં તેમણે બહુ ઉંડો વિચાર કરેલો જણાય છે, અને એક પ્રતિબંધક આજ્ઞા એવી પણ છે કે—

" समानगोत्रप्रवरां कन्यामूढ्वोपगम्य च ।
तस्यामुत्पाद्य चांडालं ब्राह्मण्या देवहीयते ॥ "

હાલના વૈજ્ઞાનિકો અને શારીરશાસ્ત્રવેત્તાઓ પણ આ ડહાપણ ભરેલી પદ્ધતિને વખાણે છે. તેઓ પણ માને છે કે સમાન કુલ કે ગોત્રનાં સ્ત્રી પુરૂષનાં લગ્ન થાય તો વારસામાં ઉતરતા કેટલાક વ્યાધિઓ વધારે જલદીથી લાગુ થાય, તેમજ પ્રજા નિઃસત્વ અને અલ્પાયુષી થાય; પણ જેમ ગોત્ર અને કુલ વધારે ભિન્ન તેમ પ્રજોત્પત્તિ વધારે બળવાન અને દીર્ઘાયુષી થવા સંભવ છે.

વળી બ્રાહ્મણ ધર્મ વધારે સુદઢ થાય તથા એ કુલપરંપરા અવિચ્છિન્ન અને ચિરકાલ સુધી શુદ્ધ અને પવિત્ર આચારમાં ટકી રહે તેટલા સારૂ જુદા જુદા પૂર્વજ મહાત્માઓએ આજ્ઞાઓ અને નિયમો કરી મૂકેલા છે; તેમાંથી થોડાક નીચે દૃષ્ટાંત તરીકે આપવામાં આવે છે:—

" श्रुति स्मृती तु विप्राणां चक्षुर्षी देवनिर्मिते ।
काणस्तत्रैकया हीनः द्वाभ्यामन्धः प्रकीर्तितः ॥ "

( હારિત )

" न विद्यया केवलया तपसा वाऽपि पात्रता ।
यत्र वृत्तमिमं चोभे तद्धि पात्र प्रकीर्तितम् ॥ "

" तपः श्रुतञ्चयोनिश्चेत्येतद् ब्राह्मणकारणम् ।
तपः श्रुताभ्यां यो हीनो जाति ब्राह्मण एव सः ॥ "

" विहितस्याननुष्ठानात् निन्दितस्य च सेवनात् ।
अनिग्रहाच्चेन्द्रियाणा नरः पतनमृच्छति ॥ "

( યાજ્ઞવલ્કય. )

જાતિધર્મ અને કુલધર્મ સુદઢ કરવા માટે આવી આવી આજ્ઞાઓ કરેલી છે. વળી " संभावितस्य चा कीर्तिर्मरणादति रिच्यते " એવાં કુલધર્માભિમાનને ઉત્તેજીત કરનારાં સૂત્રો ઘણાં છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ કુલધર્મ માટે ઘણું કહ્યું છે. " उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः " વગેરે પંક્તિઓ પ્રસિદ્ધ હોઈ સર્વેના જાણવામાં છે.

આ પ્રમાણે બ્રાહ્મણ ધર્મના સંરક્ષણ માટે તથા કુલપરંપરાનો ધર્મ અને આચાર શુદ્ધ સાત્વિક જાળવી રાખવા સારૂ પદ્મપુરાણ, કૂર્મપુરાણ, મનુસ્મૃતિ વગેરે શાસ્ત્રોમાં ઘણું ઘણું કહેલું છે. એ બધું શિષ્ટાચાર ટકાવી રાખવા સારૂ, તથા ધર્માચરણ અને બ્રાહ્મણ ધર્મ સુસંગત જાળવી રાખવા માટે બંધનો મૂકેલાં છે. તેનું

ઉલ્લંઘન કરવાથી જરૂર પાપના ભોક્તા થવાય છે. સામાન્ય બ્રાહ્મણધર્મ અને આચાર વિચાર વિષે એટલો ઉલ્લેખ કરી હવે આપણે આપણિ જ્ઞાતિ વિષે વિચાર કરીએ.

આપણે આપણી પ્રશ્નોરા જ્ઞાતિને હાલની છ નાગર જ્ઞાતિ પૈકીની એક ગણીએ છીએ. 'નાગર જ્ઞાતિ' એ નામ બહુ પ્રાચીન કાળનું નથી. બીજા બ્રાહ્મણો કરતાં આપણા આચાર વિચાર તથા આપણી ધર્મભાવના વધારે ઉચ્ચ પ્રકારની હોવાથી એમ લાગે છે કે આપણે કોઈ વધારે સંસ્કારી પ્રદેશમાં વસવાથી આપણી આચારશુદ્ધિ વગેરે સચવાઇ રહ્યું છે. આ માટે બે ત્રણ અનુમાનો છેઃ—

એક તો એ કે–પંજાબમાં નગરકોટ શહેર છે તેમાં વસનારા બ્રાહ્મણો પોતાને નાગર કહેવા લાગ્યા. એ નગરકોટની બાજુમાં અથવા તેના એક પરા તરીકે અહિચ્છત્ર હોવું જોઇએ તેમાં વસતા બ્રાહ્મણો સર્વે અહિચ્છત્રા કે નાગરો કહેવાતા હોવા જોઇએ. પંજાબમાંથી કંઇ કારણસર જ્યારે તેઓ દક્ષિણમાં રોહિલખંડમાં આવેલા ત્યારે ત્યાં પોતાના નિવાસસ્થાનનું નામ પણ તેમણે અહિચ્છત્ર પાડેલું, ત્યાંથી પાછા ગુજરાતમાં આવ્યા ત્યારે તેઓ શ્રી હાટકેશ્વરના પરમભક્ત હોવાથી તેમણે તે સ્થાને પોતાના ઇષ્ટદેવની સ્થાપના કરીને હાટકેશ્વરક્ષેત્ર વસાવ્યું. તેમનો એ પરંપરા રિવાજ જોવામાં આવે છે કે જ્યાં તેઓ ગયા ત્યાં તેમણે પોતાની નિવાસભૂમિમાં ઇષ્ટદેવશ્રી હાટકેશ્વરની પ્રતિષ્ઠા કરેલી. તેમના નિવાસનાં અર્વાચીન સ્થાનકોમાં પણ તે પ્રત્યક્ષ થાયછે.

બીજું અનુમાન એવું છે કે–ઉત્તરહિંદના ચમત્કારપુરથી અષ્ટકુલ બ્રાહ્મણો રોહિલખંડમાં અહિચ્છત્ર નગર હતું તેમાં આવીને વસ્યા; અને ત્યાંથી પાછા ગુજરાતમાં શ્રી હાટકેશ્વર ક્ષેત્રમાં ગયા.

ત્રીજું અનુમાન એવું છે કે–પંજાબના ઇશાન ભાગ તરફ હિમાલયની તળેટીમાં અહિચ્છત્ર પ્રદેશ અને તે નામનું શહેર હતું. તે શહેરવાસી બ્રાહ્મણો બધા અહિચ્છત્રા બ્રાહ્મણો કહેવાતા હતા. એ અહિચ્છત્રા બ્રાહ્મણો વિશળદેવ રાજાના વખતમાં ગુજરાતમાં આવી વસ્યા, અને પોતાના પ્રાચીન નગરના નામ ઉપરથી ત્યાં તેઓ અહિચ્છત્રા નાગર તરીકે ઓળખાવા લાગ્યા.

આપણા દેશમાં ઇતિહાસ લખી જાળવી રાખવાની રૂઢીને અભાવે એ બાતનો કંઇ ચોક્કસ નિર્ણય થઇ શકતો નથી. સમગ્ર હિંદની પ્રાચીન પ્રજાનો ઇતિહાસ જ્યાં અંધકારમાં છે ત્યાં આપણી એક જ્ઞાતિનો હેવાલ સંપૂર્ણ અને સર્વાંગ ઉપલબ્ધ થવો એ કેવળ અસંભવિત છે. પરંતુ એટલું તો સમજાય છે કે–હિમગિરિની તળેટીના ગામ ચમત્કારપુરમાંથી જે અષ્ટકુલ બ્રાહ્મણો રોહીલખંડમાં આવેલા, તેઓ ત્યાં પરદેશી હોવાથી તેમને તેમના દેશને નામે અહિચ્છત્ર નાગરો નામ આપવામાં આવેલું, કેમકે ચમત્કારપુર જે હિમગિરિની તળેટીમાં હતું તે અહિચ્છત્ર પ્રદેશનું એક નગર સમજાય છે. ત્યાંથી તેઓ ગુજરાતના રાજા વિશળદેવના વખતમાં ગુજરાતમાં આવેલા અને ત્યાં હાટકેશ્વરની સ્થાપના કરીને તેમણે તે સ્થાનનું નામ હાટકેશ્વર ક્ષેત્ર પાડેલું જણાય છે.

આ હકિકતને મહાભારતની એક વાત ઉપરથી પુષ્ટિ મળે છે. મહાભારતમાં ભાગ લેનારા મુખ્ય નાયકોના સમર્થ ગુરૂ મહાત્મા દ્રોણાચાર્ય અહિચ્છત્ર પ્રદેશના રહીશ હતા, અને તેઓ અહિચ્છત્રા કહેવાતા હતા. કાશીરાજને પોતાના શિષ્યો દ્વારા હરાવીને તેમણે અડધા રાજ્યનું આધિપત્ય મેળવ્યું હતું તે પ્રદેશનું નામ અહિચ્છત્ર પ્રદેશ હતું.

હવે અષ્ટ કુલ બ્રાહ્મણો તેમના નિવાસ સ્થાન ભેદે કુલ છ નાગર જ્ઞાતિમાં વહેંચાયા, અથવા પ્રથમ આઠ કુલ ઉપરથી આઠ નાગર જ્ઞાતિ થઈ અને તેમાંથી બે છેક લુપ્ત થઈ ગઇ, એ વાતની ખાત્રી નથી. પરંતુ નિવાસસ્થાન ભેદને લઇને વડનગરવાસીઓ વડનગરા, વીસલનગરવાસી વીસનગરા, કૃષ્ણનગરના કૃષ્ણોરા, પ્રશ્ણીનગરના પ્રશ્નોરા, સાઠોદના સાઠોદરા અને ચિત્રોડના ચિત્રોડા એ પ્રમાણે નામો પડેલાં હોવાં જોઇએ. એ બધાં ગામો હાલ જોવામાં આવતાં નથી. પરંતુ એટલું તો સ્પષ્ટ સમજાય છે કે વિસળદેવ રાજાએ એ બ્રાહ્મણોના ઉચ્ચ આચાર વિચાર અને શ્રેષ્ઠ ધર્માચરણથી આકર્ષાઇને તેમને ખાસ પોતાના દેશમાં બોલાવેલા, અને તેમને કેટલાંક ગામો બક્ષીસ કરેલાં હોવાં જોઇએ. કેટલાકનો મત એવો છે કે પ્રથમ એ બ્રાહ્મણો વડનગરમાં આવીને રહ્યા; અને ત્યાંથી પછી જુદા જુદા ગામે તેઓ જુદા

જુદાં ગામોમાં જઈ વસ્યા. એટલું તો ખરૂં છે કે જ્યારે વિસળદેવ રાજાએ બહારથી બોલાવ્યા ત્યારે તેઓ પ્રથમ તો તેના પાટનગરમાંજ આવેલા; પરંતુ પછી તત્કાળ તેમને નિવાસ ગામોની ભેટ થયલી હોવી જોઇએ.

આ અષ્ટકુલ બ્રાહ્મણો બીજા તે વખતના બ્રાહ્મણો કરતાં વધારે પવિત્ર, વધારે ધર્મતત્પર અને વધારે વિદ્વાન્ હોવાથી વિસળદેવ રાજાએ તેમને પોતાના દેશમાં વસવવા સારૂ બોલાવી લીધા હતા. સ્કંદપુરાણના નાગરખંડમાં "નાગરાષ્ટ કુલ શ્રેષ્ઠ વર્ણન" નામનો ૧૯૯ મો અધ્યાય છે; તેમાં એ બ્રાહ્મણોની વિદ્વત્તા તથા ધર્મતત્પરતા વગેરે ગુણોની સારી સ્તુતિ કરેલી છે તેમાંના બે, ત્રણ શ્લોકો નીચે આપવામાં આવે છે.

" अन्येऽपि ब्राह्मणा स्तत्र वेदवेदांगपारगा. ।
नागरा याज्ञिका. सन्ति स्मार्ता श्रुतिपरायणाः । "

" नासत्यं जायते वाक्यं नागराणां कथं चन ।
ब्रह्मशालास्थितानां च शुभं वा यदिवाशुभम् ॥ "

" नदीनां च यथा गंगा सर्तानां चाप्यरुंधती ।
तद्वत्स्थानज विप्राणां श्रेष्ठोऽष्टकुलिकः स्मृतः ॥ "

એ અષ્ટકુલના શ્રેષ્ટ બ્રાહ્મણોમાંથી જેઓ મૂળ હિમગિરિની તળેટીના અહિચ્છત્ર પ્રદેશમાં આવેલા પ્રાચીન કાળના પૃશ્નીપુરમાંથી દક્ષિણમાં આવેલા તેમણે ગુજરાતમાં વિસળદેવના સમયમાં પોતાના નિવાસસ્થાનનું પ્રાચીન નામ જાળવી રાખવા સારૂ પોતાને મળેલા સ્થાનકનું નામ 'પૃશ્નીનગર પાડ્યું' હોવું જોઇએ. જો કે એવું ગામ તે સ્થળે હાલ કંઇ માલૂમ પડતું નથી; તોપણ પોતાની એ પ્રાચીન સંજ્ઞા ઉપરથી એ બ્રાહ્મણો જે આપણે છીએ તે આપણને હાલ પ્રશ્નોરા કહેવરાવીએ છીએ.

પૃશ્નીપુરવાસીઓની કથા મહાભારતના દ્રોણપર્વમાં એવી રીતે છે કે—જ્યારે મહાત્મા દ્રોણાચાર્ય કૌરવો સાથે જોડાઇને પાંડવપક્ષના ક્ષત્રિયોના નાશને માટે ઉદ્યુક્ત થયા અને ઘણાનો ઘાણ વાળી નાંખ્યો, ત્યારે મોટા મોટા ઋષિઓ જેઓ તે વખતે પિતૃલોકમાં હતા તે વસિષ્ઠ, કશ્યપ, વિશ્વામિત્ર, જમદગ્નિ વગેરે તેમને એ અધર્મ યુદ્ધ કરતા અટકાવવા માટે અંતરિક્ષથી આવી પહોંચ્યા. તેજ વખતે વળી તેમના સમકાલીન ઋષિઓ પોતાના કુલની સાથે તેમને અધર્મ યુદ્ધથી વારવા અને ઠપકો દેવા આવી ચડ્યા. તે ઋષિકુલોમાં નીચે મુજબ બ્રાહ્મણજાતિઓ રણાંગણમાં આવી ઉભી હતી. આ આઠ ઋષિકુલોને અષ્ટકુલ ગણવામાં આવ્યાં હોય એમ સમજાય છે.

" सिकताः पृश्नयो गर्गा बालखिल्या मरीचिपाः ।
१ २ ३ ४ ५
भृगवोंगिरस श्चैव सूक्ष्मा श्चान्ये महर्षयः ॥ "
६ ७ ८

આ શ્લોકમાં એ ઋષિઓનાં નામ બહુવચનમાં લખ્યાં છે તેથી સમજાય છે કે તે તે કુલ અથવા તે તે જાતિસમસ્ત ઋષિઓ ત્યાં આવી ઉભેલા. અને આખી જાતિઓ આવવાથી તે સમકાલીન હોય એમ જણાય છે. તેમાં જે " पृश्नयो " લખ્યા છે તે પૃશ્નીપુરમાં રહેનાર બ્રાહ્મણો હોવા જોઇએ. એમ પણ મનાય છે કે એ પૃશ્ની બ્રાહ્મણો દ્રોણાચાર્યની જાતિના કે જ્ઞાતિના હતા; અને તે સર્વના નિવારણથી તેમણે હથિયાર છોડી દઇને લડવું બંધ કરી દીધું હતું.

આ પ્રમાણે વિચારતાં લાગે છે કે—એ પૃશ્ની ઋષિના આપણે વંશજો છીએ, અને એ ઋષિ મહાત્માના પ્રાચીન નિવાસસ્થાન 'પૃશ્નીપુર ઉપરથી આપણે આપણા ગુજરાતના નિવાસનગરનું નામ 'પૃશ્નીનગર પાડેલું'; અને ત્યારપછી આપણે "પૃશ્નયા" બદલાઇને "પ્રશ્નોરા" નામથી ઓળખાયા.

ઇતર સાધનોને અભાવે આ હકિકત હજી બીજાં પ્રમાણોથી સિદ્ધ કરી શકાતી નથી, અને માત્ર ઉપર મુજબ અનુમાનથી હાલ ચલાવી લેવું પડે છે; પરંતુ આપણે એવા એવા મહાન્ ઋષિ મુનિઓના કુલમાં જન્મેલા છીએ એટલું નિશ્ચિત છે અને તેમની ધર્મપરતા તથા આચાર વિચાર જેવાં ઉચ્ચ અને શુદ્ધ હતાં તેવાં ઉચ્ચ અને શુદ્ધ રાખવાની આપણી કુલપરંપરાની ફરજ છે.

અલબત્ત, દેશકાલને અનુસરતો તથા જમાનાની જરૂરિયાતોને અનુરૂપ તેમાં સ્વાભાવિક ફેરફાર થાય અથવા બાહ્ય સ્વરૂપની ઘટના બદલાય, પણ તેનું આન્તરતત્ત્વ નષ્ટ થવું જોઇએ નહિ, તેમજ તેનું હાર્દ વિપરિત ભાવને પામવું જોઇએ નહિ. દુનિયાની પ્રવૃત્તિ આ જમાનામાં કેવળ ભજન–ધ્યાન કે યજન–યાજનમાં રહી નથી; પરંતુ વિદ્યા, વ્યાપાર, વિજ્ઞાન, કળા વગેરે અનેક પ્રવૃત્તિમાં વૃત્તિમાત્ર રોકાઈ રહી છે, તેવે સમયે આપણે પણ તેવી પ્રવૃત્તિમાં ન જોડાઇએ તો આગળ દોડતી દુનિયામાં આપણે પાછળ ઘસરડાયા કરીએ. તાત્પર્ય એ છે કે એ બધી વિદ્યા, વિજ્ઞાન, વ્યાપાર, કળા વગેરે સર્વ પ્રકારની સમયોચિત પ્રવૃત્તિમાં પણ આપણે શુદ્ધ અને સાત્વિક વૃત્તિથી તથા ધર્મભાવના ધારણ કરી રાખીને પ્રમાણિકપણે જોડાવું, તેમજ ઇશ્વરેચ્છાને અધીન રહી કર્તવ્ય બુદ્ધિથી નિષ્કામ અને નિષ્કપટભાવે તેવી પ્રવૃત્તિમાં વિજય સંપાદન કરવા પૂરતો પ્રયાસ કરવો.

હૃદયમાં સદૈવ ઉચ્ચભાવના પ્રકટાવીને આત્મોન્નતિ કરવા સાથે સર્વ જ્ઞાતિજનોની પણ બન્ધુભાવે બનતી સેવા કરવી, તેમને શ્રેય તરફ દોરવા અને સદા સર્વ જ્ઞાતિબંધુનું કલ્યાણ ચહાવું તથા કરવા માટે પ્રયત્નશીલ રહેવું–એ પણ આજના જમાનામાં એક ઉંચું ધર્માચરણ જરૂર ગણાશે.

સામાન્ય અવલોકન કરતાં આપણી સમગ્ર જ્ઞાતિની જે સ્થિતિ હાલ જોવામાં આવે છે તેનું સ્વરૂપ, તથા જ્ઞાતિના બંધારણ માટે કેટલીક હિતાવહ સૂચનાઓ નીચે પ્રમાણે સવિનય રજુ કરૂં છું.

(૧) આપણી પ્રશ્નોરા જ્ઞાતિ નિવાસ ભેદે હાલ મુખ્ય ત્રણ વિભાગમાં વહેંચાઇ ગઈ છે; ગુજરાતી, હાલારી અને રાજસ્થાની. કેટલાંક 'પ્રશ્નોરા' નામથી ઓળખાતાં છુટાં છવાયાં કુટુમ્બો દક્ષિણમાં પણ હોવાનું સાંભળ્યું છે; પરંતુ તેમની હકિકત ઉપલબ્ધ થઇ નથી. ગુજરાતી પ્રશ્નોરાનાં ઘર લગભગ ૩૦૦, હાલારીનાં ૧૦૦ અને રાજસ્થાનીનાં ૧૦૦ જેટલાં છે. આમ ત્રણ વિભાગે વહેંચાવાથી દરેક જુથ નબળું પડે એ સ્વાભાવિક છે; પણ જો ત્રણે વિભાગો જોડાઇ જાય તો એકત્રિત કુલ ૫૦૦ જેટલાં ઘરોનું થતાં તે વધારે પુષ્ટ થાય. વળી હાલમાં સમાન ગોત્ર કે એકજ ગોત્રની મુશ્કેલીથી કેટલેક દરજ્જે કન્યાઓનાં વેવિશાળ કરવામાં મુસીબત ઉભી થવા લાગી છે, તથા કેટલાક પુરૂષો ઉમ્મર લાયક થઇ ગયા છતાં કુંવારા રહી જાય છે તે અડચણ, પણ જો જ્ઞાતિનો વિસ્તાર થાય, તો ઓછી થઇ જાય. માટે જ્ઞાતિ માટે એવી સંભાવના કરવામાં જો નહિ આવે તો હાલ સાઠોદરા નાગરોની જ્ઞાતિ જેમ ક્ષિણ થવા લાગી છે અને અષ્ટકુલ નાગરોમાંથી પૂર્વે બે નાગરકુલો કે જ્ઞાતિઓ નષ્ટ થઈ જણાય છે, તેવી સ્થિતિ આપણી જ્ઞાતિ માટે આવવાનો ભય છે. સિવાય આ હકિકતના સ્પષ્ટીકરણ માટે આપણાં કુટુમ્બોનું પત્રક જોતાં જણાશે કે એક અને બે માણસવાળાં કુટુમ્બોની સંખ્યા ૭૯ છે. આ આંકડો શોચનીય સ્થિતિ સૂચવે છે. આ બાબતમાં જોઇતો સુધારો કરવાનું જ્ઞાતિજનોને યોગ્ય લાગે તો તે વાત અત્રે સુચવવામાં આવે છે.

(૨) જ્ઞાતિમાં હવે અગાઉના કરતાં ઓછાં બાળલગ્નો થાય છે ખરાં, પરંતુ વર–કન્યાની જેટલી વય હોવી જોઇએ તેટલી વય સુધી પહોંચેલાં જોડાંના વિવાહના દાખલા હજી બહુ થોડા બને છે. વરની વય કન્યા કરતાં ઓછામાં ઓછી પાંચ વરસ મોટી વ્યવહારદષ્ટિએ જોતાં પણ હોવી જોઇએ. શાસ્ત્રને આધારે તો ૨૪ વરસનો વર અને ૧૨ વરસની કન્યા એ વર–કન્યાની યોગ્ય વય કહી છે; પરંતુ ઉપર મુજબ પાંચ વરસનો ફરક વ્યવહાર દષ્ટિએ વિચારીને રાખવાની સૂચના માત્ર કરૂં છું.

(૩) વિવાહ વગેરે ઉત્સવના પ્રસંગે તથા કારજ–વાર્ષિક વગેરે ઉત્તર કાર્ય પ્રસંગે જે વરા કરવામાં આવે છે તે કંઇક મર્યાદિત થવાની જરૂર લાગતી હોય તેને માટે ઘટતી વ્યવસ્થા થવી જોઇએ. ખાસ કરીને આ બાબતમાં હાલાર પક્ષ તરફ વધારે ખર્ચાળ વ્યવહાર જોવામાં આવે છે તે વ્યવહાર ઉપર કંઈ અંશે અંકુશ મૂકાઇને જો ગુજરાત અને હાલાર બન્નેમાં સમાન કે સરખા વરા–વ્યયની યોજના થાય, તો ભવિષ્યમાં બીજો સમાન વ્યવહાર જોડાવાની સરલતા અને અનુકૂલતા થઇ શકે.

(૪) ગુજરાતમાં–ખાસ કરીને ભાલક્ષેત્રમાં વસતા આપણા જ્ઞાતિબંધુઓની વિશેષ ગરીબી હાલત જોવામાં આવે છે, અને તે અશિક્ષિતપણાને લીધે છે. માટે તે પ્રદેશમાં કેળવણી અને ઉદ્યમના માર્ગ ખુલ્લા કરવાની જરૂર છે.

(૫) જ્ઞાતિમાં અમે તે કારણથી ધર્મભાવના અને બંધુભાવના શિથિલ થતી જતી જોવામાં આવે છે, એ ઘણું અનિષ્ટ ચિહ્ન છે. માટે ધર્મભાવના જાગૃત થાય તથા બંધુભાવ દૃઢ થતો જાય એવાં પગલાં તત્કાલ લેવાની આવશ્યકતા જણાય છે.

(૬) અનુભવવૃદ્ધ વડિલમંડળનું આપણામાં કોઇ પ્રકારનું બંધારણ ન હોવાથી જ્ઞાતિના કેટલાક તખ્ત સવાલો જેવાકે ૧. પરદેશગમન કે જલયાનવાળા, ૨. ઇતરજ્ઞાતિની કન્યા લાવનારા, ૩. પરધર્મ અંગીકાર કરવાથી દૂષિત ગણાતા, વગેરેના સંબંધમાં કશું નિરાકરણ થતું નથી. એવી બાબતોનો નિર્ણય અમુક રીતેજ કરવાનો મત આપવાની ધૃષ્ટતા કરતો નથી; પરંતુ આ સ્થિતિ લાંબો વખત ચાલવા દેવાથી પરિણામ અનિષ્ટ આવવા સંભવ છે એટલું નમ્રપણે સુચવું છું. પ્રભુના દરબારમાં પણ પાપાત્માઓને માટે નર્કયાતનાના સમયની કંઇક હદ હોય છે; અને એ યાતના પૂરી થયે તેમને પુણ્ય લોકમાં લેવામાં આવે છે. પરંતુ અહીંયા તો "કોને કોની પડી છે?" એવી બેપરવા અને બેદીલીની સ્થિતિ જ્ઞાતિ સમસ્તમાં જોવામાં આવે છે. એવી બેદરકારી તજી દઇને જ્ઞાતિના વડિલ વૃદ્ધો આવી બાબતોમાં વહેલું કંઈ વિચારશે નહિ, તો પછી હાલ ત્રણ ભાગમાં વહેંચાયલી વિભક્ત જ્ઞાતિમાં પણ એવી એવી છિન્નભિન્નતાને પરિણામે કેવી સ્થિતિ પ્રાપ્ત થશે, એ દશ્ય હજી ભાવિના ગર્ભમાં છે.

(૭) જ્ઞાતિનું ગૌરવ અને પ્રતિષ્ઠા તેના શુદ્ધ સાત્ત્વિક આચાર વિચારથી તથા વૈદક અને શાસ્ત્રીય વિદ્યાને બળે જે કંઇ હજી જળવાઇ રહેલ છે, તે હાલની સ્થિતિ જોતાં તેટલે અંશે સાચવી રહીશું કે કેમ એ શંકાસ્પદ થઈ પડયું છે. દરમ્યાન આ પ્રવૃત્તિમય જમાનામાં જ્ઞાતિની વૃત્તિ અને પ્રવૃત્તિ પણ બદલાતી જાય છે. તે સ્થિતિ કેળવણી પામેલા અને ઉદાર દિલના જ્ઞાતિબંધુઓએ લક્ષપૂર્વક અવલોકવાની જરૂર છે; તથા તેને માટે જોઇતા ઇલાજો યોજવાની અને નવા જમાનાને અનુરૂપ જ્ઞાતિનું ગૌરવ અને પ્રશ્નોરા તરીકે પ્રતિષ્ઠા જમાવવા સારૂ પ્રબુદ્ધ પગલાં ભરવાની જરૂર છે.

(૮) આપણી જ્ઞાતિનાં બાળકો માટે વિદ્યામંદિરો, વિદ્યાર્થીભવનો, ઉદ્યમગૃહો, સ્ત્રીઉદ્યોગ શાળાઓ, વિધવાશ્રમો વગેરે પૈકી એક પણ સંસ્થા આપણે આપણી જ્ઞાતિને ખર્ચે હજી નીભાવી શકીએ એવી સ્થિતિમાં નથી. પરંતુ એવું એક પણ આશ્રમ કે સંસ્થા હાલ હસ્તીમાં હોય તેમાં બનતી મદદ કરવાનું તથા તે માટે સદ્ભાવ ધરાવવાનું સૌ કોઇથી બની શકે તેવું છે. આપણાં સુભાગ્યે શ્રીમાન્ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી કે. સી. આઈ. ઇ. તરફથી ભાવનગરમાં આજે પંદર—સત્તર વરસથી વિદ્યાર્થીભવન પોતાને ખર્ચે ચલાવવામાં આવે છે. તેમાં આપણી જ્ઞાતિનાંજ બાળકો કેળવણી લેવા સારૂ રહેવાનો લાભ લે છે. આટલાં વરસોમાં લગભગ ૧૫૦ થી ૨૦૦ જેટલા વિદ્યાર્થીઓ તે સંસ્થાનો લાભ લઇ ચુકયા છે. એવાં બસો કુટુમ્બોની વાર્ષિક પેદાશ (દરેકની માસિક રૂ. ૩૦ સરેરાશ ગણતાં પણ) રૂા. ૬૦૦૦૦ સાઠહજાર થી ૭૦૦૦૦ શીત્તેરહજાર જેટલી થાય. હવે જો એવાં બસો કુટુમ્બોજ તે સંસ્થાને માટે દર વરસ પોતાની ઉપજનો ૧૦૦ મો ભાગ મદદ તરીકે ભેટ કરે તોપણ એ બોર્ડિંગની સંસ્થાને દરસાલ ૬૦૦ થી ૭૦૦ રૂપિયાનો ફાળો મદદ તરીકે મળે, અને પંદર વરસે તેનું રૂા. ૧૦૦૦૦ જેટલું ફંડ સહેજે ઉભું થાય. જ્ઞાતિનાં બાળકોના ખરા હિતની આ સંસ્થા છે; માટે ઉપર મુજબ તે માટે સૂચન કરીને તે તરફ જ્ઞાતિબંધુઓની સહાનુભૂતિ પેદા કરવા તેનું દિગ્દર્શન કરાવ્યું છે.

(૯) આપણી સઘળી ઉમેદો અને આશાઓ હવે આપણા યુવાન બંધુઓ તરફ ઢળે છે, અને તેઓ તે બર લાવે એમ ઇચ્છીએ છીએ. સુભાગ્યે ભાવનગરમાં કેટલાક વિદ્યાર્થીઓ અને તરુણોએ એક "શ્રી પ્રશ્નોરા નાગર મંડળ" નામની સંસ્થા આજ ૭ વરસથી ઉભી કરેલી છે. તે સંસ્થામાં હજી તો જ્ઞાતિનો યુવાનવર્ગ બહુ ભાગે જોડાયલો છે. તેઓ આ નવા જમાનાના વિચારોનો વાણીદ્વારા તથા હસ્તલિખિત માસિકદ્વારા વિનિમય કરે છે, જ્ઞાતિસેવાના પાઠો પઢે છે અને પઢાવવા પ્રયત્ન કરે છે; અને જ્ઞાતિમાં બંધુભાવના તથા ઉચ્ચ આચાર વિચારનો જમાવટ કરી જ્ઞાતિની પ્રતિષ્ઠા સ્થાપવા તેમની અભિલાષા છે. કેળવણીને ઉત્તેજન આપવા સારૂ દર

વર્ષે તેઓ પાસ થયલા જ્ઞાતિના વિદ્યાર્થી બાંધવોને પુસ્તકોનાં ઇનામો આપે છે, અને કોલેજની પરીક્ષાઓમાં વિજયી થનારાઓને વિજયહર્ષથી નવાઝે છે. આ તેમની પ્રવૃત્તિ ઉત્તેજનને પાત્ર છે, અને સર્વે જ્ઞાતિબંધુઓએ તે સહાનુભૂતિથી વધાવી લેવા યોગ્ય છે.

(૧૦) આપણી જ્ઞાતિમાં જે કેવળ નિરૂદ્યમી અને અનભ્યાસી છે. તેમાંથી અભ્યાસ કરી શકે તેવડી વયનાને અભ્યાસમાં જોડવામાં તથા બીજાઓને કંઈ ઉદ્યોગમાં લાગવામાં કેવા પ્રકારના પ્રત્યવાયો છે, અને તે કેમ કરવાથી દૂર થાય, તથા તેમને પ્રવૃત્તિમાં લગાડવા સારૂ શા ઇલાજોની જરૂર છે, તે વિચારવાનું તથા તે માટે ઘટતાં પગલાં લેવાનું કોઇ કોઇ જ્ઞાતિહિતચિન્તકોને આ પ્રયાસથી સારૂં ક્ષેત્ર મળશે એવી આશા છે.

(૧૧) આજના જમાનામાં કેળવણી અને ઉદ્યમ એ બે મહામંત્રોના યોગ્ય અનુષ્ઠાન વગર સંસાર-યજ્ઞની સફળતા કદી પણ થવાની નથી. માટે કેળવણીનો જેમ બને તેમ વધારે પ્રસાર કરવાની જરૂર છે, અને હુન્નર ઉદ્યોગ માટે પણ જેમને જે પ્રકારનું વલણ કે રૂચિ હોય તેમને તે પ્રકારના હુન્નર ઉદ્યોગની તાલીમ અપાવવા માટે બનતી તજવીજ કરવાની પણ વિચારશીલ જ્ઞાતિહિતચિન્તકોને આ રિપોર્ટ ઉપરથી જોઇતી સ્ફુર્ણા મળશે.

(૧૨) કેળવણીનો ફેલાવ વધારે જલદી અને વિનાખર્ચે કરવાની એક યોજના એવી છે કે–દરેક ઘરના પુરૂષો જેઓ પોતે કંઇક કેળવાયલા હોય, તેમણે પોતાનાં ઘરનાં બૈરાં–પોતાની પત્ની કે ભગિની કે દીકરી–જેમને હજી વાંચતાં કે લખતાં પણ આવડતું ન હોય, તેમને દરરોજ શીખવવા માટે માત્ર એક કલાક કામ કરવું. આ પ્રમાણે જો દરેક ઘરના શિક્ષિત પુરૂષો પોતાના કુટુમ્બમાં નહિ ભણેલાં બૈરાંને શીખવે, તો એક બે વરસ પછી; હાલ જ્ઞાતિમાં ભણેલી સ્ત્રીઓની જે સંખ્યા છે, તેથી બમણી કે ત્રણ ગણી સંખ્યા સહેજે જોવામાં આવે. આ એક સાદામાં સાદા કેળવણીના પ્રચારનો ઇલાજ માત્ર સૂચનારૂપે મૂકું છું. તેવી રીતે બીજી બાબ-તોમાં પણ સમગ્ર જ્ઞાતિનું શ્રેય સાધવા સારૂ જેમને કર્તવ્યદૃષ્ટિથી અને ખરા જીગરથી મન થશે તેમને આ પ્રયાસથી જ્ઞાતિ–સેવાના અનેક માર્ગો જડી આવશે એવો ભરોંસો છે.

આ પ્રમાણે આપણી પ્રશ્નોરા જ્ઞાતિના સુદૃઢ અને સાત્વિક બંધારણ માટે તથા તેની સમયોચિત ઉન્નતિ અને વિપુલતા માટે અનેક સામાન્ય અને વિશિષ્ટ માર્ગો વિચારી શકાય; પરંતુ માર્ગો અને ઉપાયોનો માત્ર વિચાર કરવાથી કંઇ ફલસિદ્ધિ થતી નથી. 'એક પણ ખરો રસ્તો પકડીને તે રસ્તે ચાલવા માંડવાથી તે રસ્તાવાળે ગામ જઇ શકાય.' તે પ્રમાણે એક પછી એક જ્ઞાતિહિતનુ સાધન મજબુત પકડીને તેનો અમલ તત્કાલ કરવા પ્રયાસ થાય તો તેનું ફલ પ્રાપ્ત થાય. જ્ઞાતિની શ્રેયસાધના માટે આ પ્રકારે માત્ર દિગ્દર્શન કરાવીને શુભ ઉમેદો સાથે વિરમું છું. અસ્તુ । ૐ शान्तिः शान्तिः शान्तिः ॥

---

# વિદેહી પ્રસિદ્ધ પુરૂષોનાં જીવનચરિત્રોની રૂપરેષા.

સમસ્ત પ્રશ્નોરા નાગર જ્ઞાતિના વસ્તીપત્રકનો આ પહેલવહેલોજ રિપોર્ટ હોવાથી તેમાં આજ સુધીમાં થઈ ગએલા જ્ઞાતિમાંના મહાન્ પુરૂષોનાં જીવનસંબંધી કેટલોક ઉલ્લેખ આપવામાં આવ્યો હોય, તો જ્ઞાતિના પ્રાચીન ગૌરવનું પણ કેટલુંએક ભાન થાય; એમ ધારી બનતા પ્રયત્ને મેળવી શકાયાં તેટલાં, પ્રસિદ્ધી પામેલા પુરૂષોનાં જીવનચરિત્રોની રૂપરેષા આપી છે. અને મને આશા છે કે આ રૂપરેષા જ્ઞાતિમાંના ઉછરતા યુવકોને પણ કેટલેક અંશે લાભપ્રદ થઇ પડશે.

આ નરરત્નોનાં જીવન–સૂત્રો બરાબર સ્પષ્ટ થાય તેવી રીતનાં જીવનચરિત્રો લખીએ તો દરેકને માટે એક પુસ્તક બને. કેટલાક વિષે તો એ પ્રમાણે બનેલું પણ છે જે આપ સર્વેની જાણ બહાર નહિ હોય. તો પછી અત્રે ફક્ત એ નરરત્નોનાં જીવન–ચરિત્રોની રૂપરેષા આપતાં તેમનાં બધાં જીવનસૂત્રો બરાબર ન દર્શાવી શકાય એ દેખીતુંજ છે. આ કારણથી તેમનાં બની શક્યાં તેટલાં અગત્યનાં જીવનસૂત્રો બતાવવા પ્રયત્ન કર્યો છે, પરન્તુ તે સૂત્રો એમના જીવનનો અગત્યનો ભાગ સૂચવતાં હશે કે કેમ એ વિષે શંકા રહે એ સ્વાભાવિક છે; તોપણ જે કંઈ જાણવામાં આવ્યું છે તે જ્ઞાતિબંધુઓ સમક્ષ મૂકતાં મને સંતોષ થાય છે.

અત્રે કહેવાની જરૂર છે કે જે નરરત્નના જીવનના ઉલ્લેખો લખાઇને પ્રકટ થએલા છે, તેમના વિષે જેમ બને તેમ ટુંકી નોંધ લીધી છે; કારણ કે તેમના વિષે વિશેષ જાણવાનું બીજું સાધન છે: પણ જેમના વિષે કંઇપણ ઉલ્લેખ થએલો નથી, અને થયો હોય તો નહિ જેવો ટુંકમાં થએલો છે; તેમના વિષે જરા વિશેષ માહિતી આપવા પ્રયત્ન કર્યો છે. આથી સ્પષ્ટ થશે કે જેમના વિષે વિસ્તારથી લખાયું છે, તે, બીજાથી તેમની વધારે મહત્તા છે એ દર્શાવવા માટે નથી; પણ તેમના વિષે બીજું વિશેષ માહિતી આપનારૂં સાધન નહિ હોવાથી તે ખોટ કેટલેક અંશે પૂરી કરી આપવા માટે છે. 'ક્યા નરરત્નની વધારે મહત્તા છે અને કોની તેથી ઓછી મહત્તા છે તે દર્શાવવાનો જરા પણ આશય નથી'. એ બાબત ખાસ અગત્ય હોવાથી જણાવવી પડે છે.

ફક્ત એ નરરત્નના ઉચ્ચાશયો તરફ ઉછરતા યુવકોનું ધ્યાન ખેંચાય, અને તેથી તેવા ઉચ્ચ-આશયોવાળા થવાની અભિલાષા ધરાવી તેવા થવાને બનતી કોશીશ કરે, અને જ્ઞાતિનું પ્રાચીન ગૌરવ થોડે અંશે પણ સર્વેની ધ્યાનમાં આવે, એજ હેતુ આ જીવનચરિત્રોની રૂપરેષા દોરવાનો છે.

સાથે કહેવું જોઇએ કે લગભગ ૩૦૦ વર્ષના ગાળામાં ફક્ત ઓગણીશજ નરરત્નો થયાં છે એમ માનવાનું નથી. હાલારમાં નાથાણી અને ગોલાધરીઆ કહેવાય છે તે નથુજી ભટ્ટ અને ગોલાધર ભટ્ટ ઉપરથી કહેવાતા હોય એમ લાગે છે; અને તે બંને શ્રીયુત નથુજી ને શ્રીયુત ગોલાધર સમર્થ પુરૂષો હોવા જોઇએ. તેમજ ભાવનગરના સંસ્કૃત કવિત્વમાં કુશલ ગણાતા શીઘ્રકવિ લક્ષ્મીશંકર રાજારામ ભટ્ટ અને નાનીબોરૂના શ્રીયુત લાલજી શુકલના પુત્ર બ્રહ્મજ્ઞાની લક્ષ્મીનારાયણ કે જેમણે આદરોડામાં સમાધિ લીધી હતી, તેઓ પણ શ્રેષ્ઠ પંક્તિના હોવા જોઇએ; પણ તેમના જીવનસંબંધો વિશેષ માહિતી મળી શકી નથી. વળી કેટલાંક નરરત્નો એવાં પણ હશે કે જેઓનાં નામ આપણા જાણવામાં પણ નહિ આવ્યાં હોય. આતો ફક્ત જાણી શકાયાં તેટલાં નરરત્નોની મળી શકી તે પ્રમાણમાં નોંધ લીધી છે. હવે પછી આ સિવાયના બીજા પ્રસિદ્ધ પુરૂષોનાં જીવનચરિત્રો વિષે શોધ કરીને તેમજ જેમના વિષે ઓછી માહિતી મળી છે તેમના વિષે વિશેષ માહિતી મેળવીને કોઈ પણ ઉત્સાહી બંધુ પ્રકટ કરશે તો તે અવશ્ય આવકારદાયક થઇ પડશે એમ મારૂં માનવું છે.

આટલું પ્રાસ્તાવિક વિવેચન કર્યા પછી પૃથક્ પૃથક્ નરરત્નોનાં જીવનની રૂપરેષા તરફ વળું છું.

---

## (૧) મહીધર ભટ્ટ.

તેઓશ્રીના જીવનમાંનું ફક્ત એકજ કાર્ય-'મંત્રમહોદધિ' નામનો ગ્રંથ બનાવવાનું-જાણવામાં આવ્યું છે. તે સિવાય બીજું કોઇ અગત્યનું કાર્ય જાણવામાં આવ્યું નથી.

'મંત્રમહોદધિ' ગ્રંથના અંતમાં તેઓશ્રીએ કેટલોક પોતાનો પરિચય પ્રકટ કરેલો છે, તે પરથી નીચેની હકીકત આપી છે.

શ્રીયુત મહીધર ભટ્ટ વત્સગોત્રોત્પન્ન રત્નાકર ભટ્ટના પુત્ર હતા, અને સ્વદેશ (ગુજરાત) છોડીને કાશી ગયા હતા. કાશીમાં જઇને તેઓએ નૃસિંહની ઉપાસના કરી હોય એમ જણાય છે. તેઓશ્રીએ પોતાના પુત્રના તેમજ અન્ય વિદ્વાનોના કહેવાથી 'મંત્રમહોદધિ' નામનો ગ્રંથ લખીને સંવત્ ૧૬૪૫ માં પૂર્ણ કર્યો.

આ ગ્રંથમાં ૨૫ તરંગો છે ને તે બધા તરંગોમાં મળી ૩૩૩૨ મંત્રો છે. તે ઉપરાંત તેમાં ૯૨ યંત્રો છે. આ ગ્રંથ સં. ૧૯૫૯ માં શ્રી વેંકટેશ્વર પ્રેસમાં છપાયો પણ છે જે જોવાથી તેમની વિદ્વતાનું ભાન થશે.

તેઓશ્રીએ બીજા પણ સારા ગ્રંથો લખ્યા છે એમ સાંભળ્યું છે, પણ ચોક્કસ માહિતી મળ્યા વિના તે વિષે લખવું યોગ્ય ધાર્યું નથી.

## (૨) કલ્યાણ ભટ્ટ.

તેઓશ્રીના જીવનમાંનું પણ ફક્ત એકજ કાર્ય-'બાલતંત્ર' નામનો ગ્રંથ બનાવવાનું-જાણવામાં આવ્યું છે. તે ગ્રંથના અંતમાં તેઓશ્રીએ પોતાનો પરિચય આપેલો છે તે પરથી સમજાય છે કે તેઓશ્રી મંત્રમહોદધિના કર્તા મહીધર ભટ્ટના પુત્ર હતા, અને તેમણે 'બાલતંત્ર' નામનો ગ્રંથ સંવત્ ૧૬૪૪ માં પૂર્ણ કર્યો હતો.

શ્રીયુત મહીધર ભટ્ટની માફક તેઓશ્રી પણ નૃસિંહના ઉપાસક હતા. સુશ્રુતમાં નહિ લખેલી એવી શાન્તિઓ તેમણે બાલતંત્રમાં લખી છે એટલુંજ નહિ પણ તેમાં મંત્રશાસ્ત્રનો ને જ્યોતિષનો પણ ઘણો સારો પરિચય આપ્યો છે. અહીં કહેવાની અગત્ય છે કે આપણી જ્ઞાતિ વૈદામાં બાહોશ ગણાય છે, પણ જ્ઞાતિમાંથી આજ સુધીમાં વૈદકનો સ્વતંત્ર ગ્રંથ લખનાર આ સિવાય બીજો કોઇ જાણવામાં આવ્યો નથી. આશા છે કે આ તરફ વૈદકીય વિષયમાં પ્રવીણ થએલા વિદ્વાનોનું ધ્યાન ખેંચાશે

## (૩) સત્તર્કવાગીશ્વર, કવીન્દુશેખરવર વેણીદત્ત ભટ્ટ.

તેઓશ્રીના રચેલા જે બે ગ્રંથો જાણવામાં આવ્યા છે, તેના અંતમાં લખેલા શ્લોકોપરથી તેમના જીવન વિષેની કેટલીએક હકીકત નીચે દર્શાવ્યા પ્રમાણે મળી શકે છે.

તેઓશ્રી મંત્રમહોદધિના કર્તા શ્રીયુત મહીધર ભટ્ટના પૌત્રના પૌત્ર હતા. તેઓશ્રીએ ન્યાય, સાંખ્ય, મિમાંસા, પાતંજલ, વગેરે શાસ્ત્રોનું ઘણું ઉચ્ચ પ્રતિનું જ્ઞાન સંપાદન કર્યું હતું એટલુંજ નહિ, પણ શ્રી વિષ્ણુનો સાક્ષાત્કાર પણ કર્યો હતો. અસાધારણ વિદ્વત્તાને લીધે તેઓશ્રીને 'સત્તર્કવાગીશ્વર' ને 'કવીન્દુશેખરવર' નામની બે પદવીઓ મળી હોય એમ જણાય છે.

તેઓશ્રીના રચેલા ગ્રંથોમાંના જે બે ગ્રંથો જાણવામાં આવ્યા છે તેમાંનો એક 'અલંકાર ચંદ્રોદય' છે. આ ગ્રંથમાં કાવ્યપ્રકાશ, સાહિત્યદર્પણ અને સાહિત્યસારની પેઠે કાવ્યનિર્ણય કરેલો છે; તેમજ તેમાં પોતાનીજ રચેલી કારિકા અને કાવ્યોમાંથી ઉદાહરણ આપેલાં છે. અર્થાત્ તે ગ્રંથ તેઓશ્રીએ તદ્દન સ્વતંત્ર રીતે લખેલો છે.

તેઓશ્રીનો રચેલો બીજો ગ્રંથ 'રસિક રંજની' છે તે રસતરંગિણીની ટીકારૂપ છે. આ ગ્રંથ તેમણે સંવત્ ૧૭૭૪ ના ફાલ્ગુન માસમાં પૂર્ણ કર્યો હતો.

આ વિષેનો ઉલ્લેખ શ્રીયુત પ્રાણાચાર્યે સહકારમાં આપેલો છે.

## (૪) લાલજી શુક્લ.

અહિચ્છત્રદ્વિજગુરૂશિરોમણિ લાલજીનો જન્મ નાનીબોરૂમાં સંવત્ ૧૭૯૬માં કુંવરજી શુક્લને ત્યાં થયો હતો.

તેઓશ્રી યજ્ઞોપવીત સંસ્કાર થયા પછી થોડી મુદત પિતાશ્રી પાસે અભ્યાસ કરી વિશેષ જ્ઞાન સંપાદન કરવાની ઇચ્છાએ કાશી ગયા હતા. ત્યાં સાત વર્ષ રહી અભ્યાસ કર્યો પણ કંઇક સ્મરણશક્તિની મંદતાને લીધે ધારવા પ્રમાણે જ્ઞાન મેળવી શકાયું નહિ તેથી દિલગીરી સાથે જન્મભૂમિ તરફ જવાનો વિચાર કર્યો. જ્યારે દિલગીરીનું કારણ તેમના ગુરૂના જાણવામાં આવ્યું, ત્યારે સેવાથી સંતુષ્ટ થએલા ગુરૂએ, તેમને ભુવનેશ્વરીને પ્રસન્ન કરાવનારો ચામત્કારિક મંત્ર આપ્યો, જેના પ્રતાપે તેઓશ્રી અદ્દભુત જ્ઞાન–ઉચ્ચપ્રતિનું સંગિત ને ચિત્ર કળાનું જ્ઞાન અને વૈદિક (વેદ સંબંધી) જ્ઞાન–સંપાદન કરી શક્યા હતા. આ જ્ઞાન પ્રાપ્ત થયા પછી તેઓશ્રીએ જયપુરમાં મળેલી મહાસભામાં ચિત્ર ને સંગિતકળામાં પ્રવીણતા બતાવી ઉત્તમ પારિતોષિક મેળવ્યું હતું એમ કહેવાય છે.

## ( ૫ ) ભીમ ભટ્ટ.

તેઓશ્રી સંબંધી જે કંઇ જાણવામાં આવ્યું છે તે પરથી એટલું કહી શકાય કે ભાલદેશમાં આવેલા વારણા ગામમાં તેમનો જન્મ થયો હતો, અને જ્યોતિષ વિદ્યામાં તેઓ પ્રવીણ હતા. જયપુરની વેધશાળા–આકાશનિરીક્ષણ શાળા–તેઓશ્રીએ સુધારીને ઘણું માન મેળવ્યું હતું; તેમજ કાઠિઆવાડની દક્ષિણે આવેલા દીવ બેટમાં પણ જ્યોતિર્વિદ્યાનો અદ્દભુત ચમત્કાર બતાવીને સારી પ્રતિષ્ઠા મેળવી હતી. તેઓ લગભગ અઢારમા સૈકાની આખરે થયા હોય એમ અનુમાન કરી શકાય છે, તેમના જીવન સંબંધે આથી વિશેષ માહિતી મળી શકી નથી.

## ( ૬ ) મૂળજી ભટ્ટ.

આપણી જ્ઞાતિ વિદ્યાવ્યસની ગણાય છે તેનું કારણજ એ છે કે આપણા પૂર્વજોમાંના ઘણા સમર્થ વિદ્વાનો થઇ ગયા છે; પરંતુ વિદ્વત્તાની સાથે જ્ઞાતિ તરફની સારી લાગણી ધરાવી તેના શ્રેય માટે કાર્ય કરનારા બહુ થોડા થયા હોય એમ જણાય છે. તે થોડામાંના એક શ્રીયુત મૂળજી ભટ્ટ હતા.

તેઓશ્રી ધૃતકૌશિક ગોત્રમાં ઉત્પન્ન થએલા શ્રીયુત સોમનાથ ભટ્ટના પુત્ર હતા. શ્રીયુત મૂળજી ભટ્ટ જામનગરના જામસાહેબના પ્રીતિપાત્ર હોવાથી તેમની ધનસંપત્તિ ઘણી સારી હતી; છતાં તેઓ નમ્ર હતા અને જ્ઞાતિ તરફ ઘણો સદ્‌ભાવ ધરાવતા હતા. ઘણી વખત તેઓ કહેતા કે 'હાલમાં જે કાંઇ મારો અભ્યુદય જોવામાં આવે છે, તે સર્વે જ્ઞાતિજનોના આશીર્વાદનુંજ ફળ છે.'

તેઓશ્રીએ જ્ઞાતિ તરફની લાગણી શબ્દોમાંજ દર્શાવી છે એમ નથી, પરન્તુ કાર્યરૂપે પણ બતાવી છે. જ્યારે તેઓશ્રી હાલાર વિભાગના જ્ઞાતિબંધુઓને તેડી પ્રભાસની યાત્રાએ જતા હતા, ત્યારે રસ્તામાં હાટીના માળીઆમાં મુકામ કર્યો; ત્યાં બે જ્ઞાતિબંધુઓ ( કાશીરામ ને ગંગારામ ) રહેતા હતા તેમણે જ્ઞાતિબંધુઓનો ઘણો સારો સત્કાર કર્યો. જ્ઞાતિ તરફની તે બંધુઓની અપ્રતીમ લાગણી અને સદ્‌ભાવ જોઇને શ્રીયુત મૂળજી ભટ્ટે તેઓ બંને કુંવારા હતા તેથી તેમને પોતાની એકેક પુત્રી આપવાનું કહીને સાથે યાત્રાએ લીધા વળી જ્ઞાતિમાં ઐક્ય થાય એવા હેતુથી ગુજરાત અને હાલાર એ બંને વિભાગના જ્ઞાતિબંધુઓને એકત્ર કરીને તેમનો ઘણો સારો સત્કાર કર્યો હતો. આ સિવાય બીજાં પણ જ્ઞાતિ પ્રત્યેનાં ઉત્તમ કાર્યો કર્યાં હતાં જેના સ્મરણાર્થે તેમના વંશજો 'મુળાણી'ની અવટંક રાખી રહ્યા છે. મહામહોપાધ્યાય, શીઘ્રકવીશ્વર શંકરલાલ માહેશ્વર શાસ્ત્રીએ જ્ઞાતિનો ઇતિહાસ લખવા માંડેલો, તેની શરૂઆતમાં આ ભટ્ટશ્રીના જીવન વિષે કેટલીક અગત્યની બાબતો આપેલી છે. તેમાંનો કેટલોક ભાગ તો સહકારમાં પ્રકટ પણ થયો છે.

## (૭) જગન્નાથ પંડિત (પંડયા)

શીઘ્રકવિ જગન્નાથનો જન્મ નાનીબોરૂમાં કુબેરજી પંડયાને ત્યાં સંવત્ ૧૮૧૫ માં થયો હતો, અને મરણ ૬૦ વર્ષની ઉમ્મરે સંવત્ ૧૮૭૫ માં થયું હતું.

તેઓશ્રીએ બહુચરાજી માતાને પ્રસન્ન કરીને ઉત્તમ વિદ્યાનું વરદાન મેળવ્યું હતું. એ વરદાન મળતાંની સાથેજ તેઓશ્રીમાં કવિત્વશક્તિ સ્ફુરી હતી. એ પ્રાસાદિક કવિત્વશક્તિથી તેઓશ્રીએ ભાવનગર, વડોદરા ને પૂનાની રાજસભાઓમાં મોટા માન સાથે ઇનામો મેળવ્યાં હતાં; તેમજ સંગીતકળા, ચિત્રકળા, ચતુરંગખેલનકળા, વગેરે કળાઓની અદ્દ્‌ભુત ચમત્કૃતિથી મોટા રાજા મહારાજાઓનાં અને ભાવિકજનોનાં મન રંજન કરી દીધાં હતાં.

આ ઉપરાંત તેઓશ્રીએ ૭ ગ્રંથો ને કેટલાક પ્રાસંગિક શ્લોકો બનાવેલા છે, જેમાંનો 'ભાગ્યમહોદય' નામનો ગ્રંથ ભાષાંતર સાથે પ્રસિદ્ધ થયો છે; અને તેમાં તેઓશ્રીના જીવનનો રસભર્યો ઉલ્લેખ પણ આપવામાં આવ્યો છે.

આ રિપોર્ટના આરંભમાં જે હાટકેશ્વરની સ્તુતિ આપવામાં આવી છે, તે આજ પંડિતશ્રીના બનાવેલા 'નાગરમહોદય' નામના ગ્રંથમાંની છે. હજુ તે (નાગરમહોદય) ગ્રંથ પ્રસિદ્ધ થયો નથી પણ ભાષાંતર સાથે તૈયાર થયો છે, એટલે ટુંક સમયમાં બહાર પડશે એમ આશા રાખી શકાય.

## (૮) નીલકંઠ પાઠક.

રાજકીય વિષયમાં પ્રવીણતા ધરાવનારા શ્રીયુત નીલકંઠ પાઠકનો જન્મ ભાલદેશમાં આવેલા ભોળાદ ગામની અંદર શ્રીયુત પ્રાગજી પાઠકને ત્યાં થયો હતો.

સાણંદ સ્ટેટમાં ભોળાદ સારૂં ગામ ગણાવાથી ત્યાં રાજદ્વારી પુરૂષોનું આવાગમન થતું હતું; અને હજુ પણ થાય છે. એ રાજદ્વારી પુરૂષોના સમાગમમાં આવતાં શ્રીયુત પાઠકને રાજદ્વારી બાબતોમાં ભાગ લેવાની ઇચ્છા થઈ, અને તે ખાતામાં દાખલ થયા. બુદ્ધિની ચપળતાને લીધે તેઓશ્રી ટુંક સમયમાં સાણંદ સ્ટેટના મુખ્ય કારભારી થયા; અને એ હોદ્દાપર તેમણે ૨૦ વર્ષ સુધી કામ કરીને રાજાની અને પ્રજાની પ્રીતિ ઘણી સારી રીતે સંપાદન કરી. એમનામાં રાજદ્વારી કુનેહ એટલી બધી હતી કે કોઇ પ્રસંગે તેઓ ભાવનગર જતા ત્યારે ત્યાંના બાહોશ દિવાન શ્રીયુત ગગોભાઇ તેમને 'દિવાન સાહેબ' કહીને બોલાવતા ને સારૂં માન આપતા. કેટલીક વખત તો શ્રીયુત ગગોભાઇ તેમની સલાહ પણ લેતા એમ કહેવાય છે. આથી એટલું તો કહી શકાય છે કે જો તેઓ કોઈ મોટા રાજ્યમાં જોડાયા હોત તો ત્યાં પણ 'દિવાન' ના હોદ્દા સુધી પહોંચીને સારૂં માન

મેળવતા; પરંતુ શ્રીયુત વૈદ્યરાજ શ્રી જડુભટ્ટજીની માફક, તેઓશ્રીએ પણ એક રાજાની સંપૂર્ણ રીતે પ્રીતિ સંપાદન કર્યા પછી, તેઓશ્રીને છોડી બીજાની નોકરી સ્વીકારવાનું પસંદ નહિ કર્યું હોય એમ લાગે છે.

શ્રીયુત પાઠકનો ગ્નાતિ તરફ પણ ઘણો સદ્ભાવ હતો. પોતાની પુત્રીના લગ્ન પ્રસંગે તેઓશ્રીએ ગુજરાત વિભાગની આખી ગ્નાતિને પહેરામણી કરી હતી; તેમજ ગ્નાતિ તરફના તેમના સદ્ભાવને લીધે તેમના ભત્રીજાઓએ પણ તેમની ઉત્તરક્રિયા પ્રસંગે સોનાનું રૂ. ૫) નું, અને વાર્ષિક ક્રિયા પ્રસંગે પદનું લ્હાણું ગુજરાત વિભાગમાં કર્યું હતું.

તેઓશ્રીનું મરણ સંવત્ ૧૮૯૫ માં થયું હતું. તે સિવાય જન્મની સાલ કે 'દિવાન' થયા તે સમયની સાલ જાણવામાં આવી નથી. ટુંકમાં આ સિવાય વિશેષ માહિતી મળી શકી નથી.

## (૯) ત્રિકમ ભટ્ટ.

રાજવૈદ્ય ત્રિકમજીનો જન્મ સંવત્ ૧૮૨૫ માં ભાવનગરમાં પારાશર ગોત્રના શ્રીયુત જદુરામ ભટ્ટને ત્યાં થયો હતો, અને મરણ ૭૧ વર્ષની ઉંમરે સંવત્ ૧૮૯૬ માં થયું હતું. પરંપરાથી ચાલ્યા આવતા વૈદ્યના ધંધામાં તેઓ કુશલ હતા, તેની સાથે તેમનામાં ધર્મનીષ્ઠા ને ઉદારતાના ગુણ પણ ઘણી સારી રીતે દીપી નીકળતા હતા.

ઘણી વખત વૈદકીય પ્રવીણતાને લીધે તેઓશ્રીને ભાવનગરના મહારાજા સાહેબ તરફથી સારી રકમો મળતી, પરંતુ તેનો ઉપયોગ મોટે ભાગે દાન આપવામાંજ થતો. કેટલીક વખત તો ૫૦૦ કે ૧૦૦૦ રૂપીઆ જેટલી રકમનો શિરપાવ મળ્યો હોય છતાં તેમાંથી કંઇ પણ ઘેર પહોંચી શકતું નહિ. બધુંજ ઉદારતાને લીધે યોગ્ય પાત્રોને આપી દેવામાં આવતું. અત્રે કહેવું જોઇએ કે વૈદ્યમાં બાહોશ ગણાતી આપણી ગ્નાતિમાંથી વૈદકીય કુશળતાને લીધે સારી રકમો મેળવનારા તો ઘણા હશે, પરન્તુ તેમાં ઉપર બતાવ્યા પ્રમાણે તેનો મોટે ભાગે દાનમાં ઉપયોગ કરનારા ઘણા ઓછા હશે.

શ્રીયુત ત્રિકમ ભટ્ટજી હિંદુ સિવાય ઇતિર વર્ણનું ધન કદિ પણ લેતા નહિ. તે સંબંધનો એક દાખલો જાણવા જેવો છે તે નીચે આપ્યો છે. તેથી તેઓની ધર્મનીષ્ઠા કેવી હતી તે બરાબર સમજાશે.

એક વખત શ્રીયુત ભટ્ટજી ત્ર્યંબકેશ્વરની યાત્રાએથી પાછાં ફરતાં વણિક ગૃહસ્થ પ્રેમજી મોદીની વિનંતી સ્વીકારી મુંબઇના શેઠ રા. જમશેદજી બાટલીવાળાનાં પત્નીની દવા કરી, અને જે રોગ બે વર્ષથી સારા ડૉક્ટરોની દવા કરવા છતા પાછો હઠતો ન હતો તે શાસ્ત્રીય પદ્ધતિથી દવા કરીને હઠાવી દીધો. આથી શેઠ ખુશી થયા ને સારી રકમ આપવાનું પોતાના મુનીમ રા. મોદીને જણાવ્યું. રા. પ્રેમજી મોદી સારી રીતે જાણતા હતા કે શ્રીયુત ભટ્ટજી કંઇપણ સ્વીકારે તેમ નથી તેથી, બીજી રીતે સતકાર કરવાનું ધારી રૂ. ૫૦૦૦)ની રકમ એકત્ર કરી, ભટ્ટજીની સાથે તેમના ભત્રિજા કલ્યાણ ભટ્ટ હતા તેમને, ભટ્ટજી ન જાણે તેવી રીતે આપવાનો ઠરાવ કર્યો.

આખરે શ્રીયુત ત્રિકમ ભટ્ટજીના જાણવામાં આ વાત આવી ત્યારે તેઓ ગુસ્સે થયા ને રકમ ન લેવાનો દ્દઢાગ્રહ બતાવી એકદમ મુંબઈ છોડી ભાવનગર ગયા.

આ સિવાય તેઓશ્રીની ઉદારતા ને ધર્મનીષ્ઠાના ઘણા દાખલાઓ છે, પરન્તુ સ્થળસંકોચના ભયે આટલેથીજ અટકવું પડે છે.

## (૧૦) આદિત્યરામજી વ્યાસ.

વાદ્ય ને ગાનકળાના સુધારક અને સંગીતકળાના પુનરુદ્ધારક, સુપ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી આદિત્યરામજીનો જન્મ જૂનાગઢમાં સંવત્ ૧૮૭૬ માં થયો હતો; અને મરણ સંવત્ ૧૯૩૬ માં થયું હતું. તેમના પિતાનું નામ વૈકુંઠરામજી અને માતાનું નામ ઉત્તમબાઈ હતું. વારસામાં મળેલી સંગીતશક્તિ, બાળવયથી જૂનાગઢના નવાબ તરફથી મળેલો આશ્રય અને ગીરનાર પર્વતની તળેટીમાં ફરતાં કોઈ સિદ્ધ પુરૂષના પ્રસાદથી મળેલી વાદ્ય વિષેની સિદ્ધિ; એ મુખ્ય ત્રણ સુયોગોને લીધે તેઓ સંગીતકળાનું ઘણું સારૂં ગ્નાન સંપાદન કરી શકયા હતા.

તેઓશ્રીએ જામનગરમાં લગભગ ૩૦ વર્ષ સુધી સંગીતના પ્રોફેસર તરીકે કાર્ય કર્યું હતું, તેમજ જુદા જુદા વિભાગના લોકોને પણ સંગીતવિદ્યાનો સારો લાભ આપ્યો હતો. તેઓશ્રીનો રચેલો 'સંગીતાદિત્ય' નામનો ગ્રંથ

પ્રસિદ્ધ છે; અને તે, તેમના પુત્રોએ સટિક પ્રકટ કરેલો છે. તેમાં પ્રોફેસર આદિત્યરામજીનું જીવનચરિત્ર સહજ વિસ્તારથી આપેલું છે.

## (૧૧) ઝંડુભટ્ટ ઉર્ફે કરૂણાશંકર ભટ્ટ.

સુપ્રસિદ્ધ વૈદ્યરાજ શ્રી ઝંડુભટ્ટજીનો જન્મ સંવત્ ૧૮૮૭ માં જામનગરમાં ભારદ્વાજ ગોત્રોત્પન્ન રાજવૈદ્ય વિઠ્ઠલજી ભટ્ટને ત્યાં થયો હતો; અને મરણ ૬૭ વર્ષની ઉમ્મરે સંવત્ ૧૯૫૪ માં થયું હતું.

ચંચળ બુદ્ધિ અને કુલપરંપરાના સંસ્કારને લીધે તેઓશ્રીએ ટુંક સમયમાં સંસ્કૃત વ્યાકરણ સાથે આયુર્વેદ શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો. ૧૬ વર્ષની વયે તો તેઓશ્રી મહારાજા જામશ્રીની હજુરમાં પિતાના સહાયક તરીકે ઉભા રહ્યા હતા એટલુંજ નહિ, પણ સહાયક તરીકે જોડાયા પછી ટુંક સમયમાંજ સારા ચિકિત્સક તરીકેની પોતાની લાયકાત સિદ્ધ કરી બતાવી જામશ્રીની પ્રીતિ સંપાદન કરી; તેમજ ભાવનગર ને મોરબીના મહારાજાઓની પ્રીતિ પણ સંપાદન કરી

મહારાજાઓથી માન પામેલા આ વૈદ્યરાજની સંતોષજનક રીતિ એ હતી કે તેઓ ગરીબોનાજ વૈદ્ય ગણાતા હતા. ગરીબ દરદીઓને ઉંચી જાતની દવાઓ આપી, તેનાપર સારો ખોરાક લેવાને તે દરદીની શક્તિ ન હોય, તો આ દયાળુ વૈદ્યરાજ પોતાના ખીસામાંથી પૈસા કાઢીને આપતાં જરા પણ પાછા હઠતા નહિ. ઘણા ગરીબ દરદીઓને તો ખાસ પોતાને ઘેર રાખી તેમની બધી જાતની સગવડો જાળવતા અને ઔષધ ખવરાવતા. વસ્તુતઃ તેઓશ્રી ગરીબોને તન, મન ને ધનથી મદદ કરતા.

સાથે કહેવું જોઇએ કે દયા ને ઉદારતાના મહાન્ ગુણોની સાથે તેમનામાં હિંમતે જે દેખાવ દીધો છે તે પણ વખાણવા લાયક છે. ગમે તેટલી મુસ્કેલીઓ નડવા છતાં તેમણે પોતાની ઉદારવૃત્તિને કદિપણ સંકેલી નથી, તેમજ ગમે તેટલી પ્રખ્યાતિ ને મોટાઇ મળ્યા છતાં, પોતાના અંતઃકરણમાં અભિમાનના સૂક્ષ્મ અંકુરોને પણ દાખલ થવા દીધા નથી; એજ એમની મહત્તા સિદ્ધ કરી બતાવે છે.

આ પરોપકારી પુરૂષ જ્ઞાતિના હિત માટે પણ પ્રયત્ન કરવાને ચૂકયા નથી. આરંભમાં હાલાર વિભાગઆંનો કલહ મુસ્કેલી વેઠીને દૂર કર્યો હતો. તે પછી જ્ઞાતિની સ્થિતિથી વાકેફ થઈ ઉન્નતિના ઉપાયો હાથ ધરવાના હેતુથી આજથી ત્રીશ વર્ષ પહેલાં એટલે સં. ૧૯૪૩માં સમસ્ત જ્ઞાતિનું વસ્તીપત્રક કરવાનો પ્રયત્ન કર્યો હતો.

એ વસ્તીપત્રકના મહાન્ કાર્યની પીછાણને લીધેજ આ રિપોર્ટના આરંભમાં તેઓશ્રીનો ફોટોગ્રાફ મૂકવામાં આવ્યો છે. અને હું ધારૂં છું કે તે યોગ્યજ ગણાશે.

અત્રે કહેવાની અગત્ય છે કેઃ—સ્વ. મહાત્મા શ્રી ઝંડુભટ્ટજીનો ફોટોગ્રાફ આ રિપોર્ટમાં મૂકયો છે અને બીજાં નરરત્નોના ફોટાઓ મૂકેલા નથી તેથી બીજાઓની શ્રેષ્ઠતા ઓછી છે એમ સમજવાનું નથી. સમસ્ત જ્ઞાતિના વસ્તીપત્રક માટે આજ સુધીમાં સ્વ. ઝંડુભટ્ટજી સિવાય કોઇએ પ્રયત્ન કર્યો નથી. અને આ રિપોર્ટ સમસ્ત જ્ઞાતિના વસ્તીપત્રકનો પહેલવહેલોજ છે. તો તેમાં પ્રથમ પ્રયત્ન કરનારનો ફોટોગ્રાફ મૂકાય તો તે અયોગ્ય નહિજ ગણાય.

## (૧૨) કતાભટ્ટ ઉર્ફે રઘુનાથ ભટ્ટ

શ્રીયુત ઇંદ્રજી ભટ્ટના બધાજ પુત્રો સારા વિદ્વાન હતા, તેમાંના સૌથી મોટા પુત્ર સુપ્રસિદ્ધ શાસ્ત્રી હરિદત્ત હતા અને તેથી નાના શ્રીયુત કતાભટ્ટ ઉર્ફે રઘુનાથ ભટ્ટ હતા.

શ્રીયુત કતાભટ્ટ એક સુવિખ્યાત વનસ્પતિશાસ્ત્રી હતા. તેઓશ્રીએ વનસ્પતિ શાસ્ત્રનું ઘણું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું, તેનો લાભ બીજાઓને પણ મળે એવા હેતુથી તેમણે વનસ્પતિઓને લગતો સર્વોપયોગી નિઘંટસંગ્રહ પ્રકટ કર્યો છે. વૈદકીય વિષયના અભ્યાસીને તો તે ઘણોજ ઉપયોગી થઈ પડે તેવો છે.

તેમના સંબંધી આથી વિશેષ માહિતી મળી શકી નથી, એટલે જે કંઈ તેમના સંબંધમાં જાણવામાં હતું તે રજુ કરી સંતોષ માનવો પડયો છે.

## (૧૩) ડૉ. ભગવાનલાલ પંડિત.

પંડિત ડૉ. ભગવાનલાલ શ્રીયુત ઇંદ્રજી ભટ્ટના સૌથી નાના પુત્ર હતા. તેમનો જન્મ સંવત ૧૮૯૪માં જૂનાગઢમાં થયો હતો, અને મરણ ૫૦ વર્ષની ઉમ્મરે સં. ૧૯૪૪ માં મુંબઇમાં થયું હતું.

બુદ્ધિની ચપળતાને લીધે તેમણે ૧૬ વર્ષની ઉમ્મરે કાઠિયાવાડના સુપ્રસિદ્ધ વિદ્વાન્ શ્રીયુત મણિશંકર કીકાણી પાસેથી પાલી ભાષાનું જ્ઞાન પ્રાપ્ત કરી ગીરનાર ઉપરના લેખો ઉકેલ્યા હતા. ત્યાર પછી મહાન્ શોધક ડૉ. ભાઉ દાજીનો તેમને મેળાપ થયો એટલે તેમની શોધકવૃત્તિને જોઈતું પોષણ મળ્યું. આ સુયોગોને લીધે તેઓ મહાન્ શોધક થઇ શક્યા.

ત્રીશ વર્ષની ઉમ્મરે તેઓ પહેલ વહેલા ઉત્તરહિંદના પ્રવાસે નીકળેલા. ત્યાર પછી ત્રીજે વર્ષે એટલે સં. ૧૯૨૭ માં ફરીથી પ્રવાસે નીકળ્યા, આ પ્રવાસમાં તેમને આવશ્યક અનુકૂળતા કરી આપવાને હિંદુસ્તાનની સરકારે ઉત્તરહિંદના અમલદાર વર્ગને ફરમાન કર્યું હતું; પરન્તુ તેમની પત્નીની માંદગીને લીધે કામ સંપૂર્ણ થઈ શક્યું નહિ. તેથી બાકી રહેલું કાર્ય પૂર્ણ કરવાને સં. ૧૯૨૯ માં જૂનાગઢ સ્ટેટના ખર્ચે પ્રવાસે નીકળ્યા ને છેક નેપાળ ને ટિબેટના પ્રદેશોમાં મુસાફરી કરી અનેક શોધો કરી. આ પ્રવાસમાં નેપાળના પ્રધાન સર જંગ બહાદુર તરફથી તેમને અત્યંત માન મળેલું.

તેઓશ્રીનું નામ જૂની શોધખોળ કરવાની પ્રવીણતાને લીધે આખા ભારતવર્ષ ઉપરાંત યૂરોપમાં પણ પ્રસિદ્ધિને પામ્યું હતું.

સંવત્ ૧૯૩૯ માં હેગના રોયલ ઇન્સ્ટિટયુટે તેમને પોતાની સભાના ફોરેન સભાસદ નીમેલા, તેમજ સં. ૧૯૪૦ માં બર્લિનની યુનિવર્સિટિની સેનેટે તેમને 'ડાકટર ઑફ ફાઈલૉલૉજી' ની ડીગ્રી આપેલી, અને ગ્રેટ-બ્રિટન તથા આયર્લેંડની રોયલ એશિયાટિક સોસાયટીએ તેમને મરણ પર્યંતના ઑનરરી સભાસદ નીમેલા.

તેમના વિષે એક વિદ્વાન કહે છે કે 'તેઓ એક હિંદુ જેવા નમ્ર અને મળતાવડા, એક જર્મન જેવા દઢ, ક્ષમાવશ ને શોધક, એક અંગ્રેજ જેવી જાગૃતિ ધરાવનારા ને હોશિયાર હતા. અને એક બુદ્ધધર્મના તીર્થંકર જેવું તેમનામાં ગાંભીર્ય હતું'' એ બધું યોગ્યજ છે.

તેમનાં સંક્ષિપ્ત જીવનવૃત્તાંતો અંગ્રેજીમાં તેમજ ગુજરાતીમાં પ્રકટ થએલાં છે.

## (૧૪) વિશ્વનાથ ભટ્ટ.

સુપ્રસિદ્ધ જ્યોતિર્વિદ ભીમભટ્ટ પછી જ્યોતિર્વિદ્યામાં પ્રવીણતા ધરાવનારા શ્રીયુત વિશ્વનાથ ભટ્ટ થયા. તેમનો જન્મ સંવત્ ૧૮૯૭માં પચ્છેગામમાં થયો હતો. તેમના પિતાનું નામ વૈકુંઠજી ગંગારામ ભટ્ટ હતું.

જન્મથીજ તેમની આંખ ને કાનની શક્તિ કંઇક નબળી હતી પણ તેને બદલે સ્મરણશક્તિ ને તર્કશક્તિ ઘણી સારી હતી. આ બે શક્તિને લીધે તેમને અભ્યાસ કરવામાં અગવડ પડી ન હતી.

તેઓશ્રીએ ભાવનગરમાં પોતાના મામાને ત્યાં રહીને જ્યોતિષ, વેદાંત ને સાહિત્યના ગ્રંથોનો ઘણો સારો અભ્યાસ કર્યો હતો, પરન્તુ તે સમયે સારા જ્યોતિષીઓની ઘણી ખોટ હતી તેથી જ્યોતિષીના ધંધા તરફ તેમણે વધારે લક્ષ આપ્યું હતું.

વિદ્વત્તા ને હૃદયશુદ્ધિથી તેઓ જે ભવિષ્ય કહેતા તે બરાબર પળતું. પ્રાંતિક સુબેદારોને તેમજ રાજા મહારાજાઓને કહેલાં ભવિષ્ય ખરાં પડતાં, ત્યારે પાંચસે કે હજાર રૂપીઆની ભેટો મળતી; તેવા ઘણા દાખલાઓ મળી આવે છે.

તેઓ પ્રસંગવશાત્ સંસ્કૃત શ્લોકો પણ બનાવી શકતા હતા. કોઇને પત્ર લખે ત્યારે મથાળે નવો શ્લોક લખ્યા પછીજ વર્તમાન સમાચાર જણાવવાનો તેમનો નિયમ હતો. વળી તેઓ પાતળા કાગળપર લગભગ એક ચોરસ ઈંચ જેટલી જગામાં ઝીણા અક્ષરોથી આખું નારાયણકવચ લખતા, અર્થાત્ હુન્નરી પણ હતા, તેમજ વ્યાવહારિક કાર્યોમાં પણ ઘણા કુશળ ગણાતા હતા.

ઉત્તરાવસ્થામાં ગાયત્રીપુરશ્ચરણ કરીને અગાઉથી નિર્માણ કરી મૂકેલા સમયે તેમણે વિધિવત્ સંન્યાસની દિક્ષા લીધી હતી; અને 'જગન્નાથ સરસ્વતી' એવું અભિધાન રાખ્યું હતું. ત્યારપછી ટુંક સમયમાંજ એટલે ૫૬ વર્ષની ઉમ્મરે સંવત્ ૧૯૫૩ માં કૈવલ્ય પામ્યા હતા. એમનું સમાધિસ્થાન પચ્છેગામમાં શ્રી ભુતનાથજી મહાદેવની જગામાં છે.

## (૧૫) જયકૃષ્ણ વ્યાસ.

બ્રહ્મનિષ્ઠ, સદ્દબોધ પ્રવર્તક; પંડિત શ્રી જયકૃષ્ણજીનો જન્મ પોરબંદરમાં વ્યાસ શ્રી જીવનરામને ત્યાં થયો હતો.

પંડિતજીએ શરૂઆતમાં એક દક્ષિણી શાસ્ત્રી પાસે સાધારણ અભ્યાસ કર્યો હતો. પણ સદ્દભાગે સંવત્ ૧૯૦૪ માં અહોનિશ રામ નામનું ચિંતવન કરનારા સુપ્રસિદ્ધ રામબાવાના સમાગમનો સુયોગ પ્રાપ્ત થતાં તેઓશ્રીને બ્રહ્મવિદ્યાનું ઘણું ઉચ્ચ પ્રતિનું જ્ઞાન પ્રાપ્ત થયું.

વેદાંત શાસ્ત્રનું ગાંભીર્ય જે અતિગહન છે તે ફક્ત ૭–સાત માસના સમાગમમાં પંડિતજીને નિષ્કપટ ને નિરુપમ ગુરૂભક્તિના પ્રભાવે હસ્તામલક જેવું થઇ ગયું. વળી વેદાંતના સારા અભ્યાસી અદ્વિતીય પંડિતશ્રી પુર્ણાનંદ સ્વામી ઉર્ફે ટોકરાનંદ સ્વામીનો સમાગમ થવાથી તેમને વિશેષ લાભ થયો.

વેદાંતના જ્ઞાન સાથે તે સમજાવવાની રીત પણ રામબાવાએ બરાબર સમજાવી હતી; તેથી તેઓ એવી સારી રીતે વેદાંતનું શ્રવણ કરાવતા કે મોટા સમર્થ વિદ્વાનો પણ તેથી આનંદ પામતા. એક વખત તો ભાવનગરના સુપ્રસિદ્ધ માજી વિદ્વાન શ્રીયુત ગૌરીશંકર ઉર્ફે ગગાભાઈ, સ્વામીજીની અવસ્થામાં હતા, ત્યારે તેમના આગ્રહથી વ્યાસજીએ ભાવનગર જઇને તેમને વેદાંતનું શ્રવણ કરાવ્યું હતું. આ પ્રસંગે તેમણે ગીતાજીના બે શ્લોકનું વ્યાખ્યાન પંદર દિવસ સુધી ચલાવીને સ્વામીજીને સંતોષ પમાડયો હતો. આ પ્રમાણે મુંબઇમાં પણ ઘણી વખત મોટા પંડિતોને સંતોષ પમાડતા હતા.

તેઓશ્રીએ પોતાના જીવનનો મોટો ભાગ અનેક લોકોને વેદાંતનું શ્રવણ કરાવીને તેમનું કલ્યાણ કરવામાંજ ગાળ્યો છે.

સંવત ૧૯૫૭ ના આશ્વિન વદિ ૧૧ ના રોજ તેમણે આતુર સંન્યાસ લઇ "બ્રહ્માનંદ સરસ્વતી" યોગપટ્ટ ધારણ કર્યું ને બીજે દિવસે વિદેહ મુક્તિને પ્રાપ્ત થયા. તેઓશ્રીએ અંતસમયે પણ બ્રહ્મનિષ્ઠાનું ક્ષણ પણ વિસ્મરણ કર્યું ન હતું એમ કહેવાય છે. આવા બ્રહ્મનિષ્ઠ મહાત્માઓ વિરલજ હોય છે એમ કહીએ તો તે ખોટું નહિ ગણાય.

આ પંડિતજીના જીવન સંબંધી કેટલીક હકીકત શીઘ્રકવીશ્વર શંકરલાલ માહેશ્વર શાસ્ત્રીકૃત અધ્યાત્મ-રત્નાવલિમાં આપવામાં આવી છે.

## (૧૬) પ્રભુરામ વ્યાસ.

વૈદ્યરાજ શ્રી પ્રભુરામનો જન્મ સંવત ૧૮૯૨માં પોરબંદરમાં થયો હતો, તેમની ત્રણ વર્ષની ઉમ્મર થતાં તેમના પિતાનું મરણ થવાથી તેઓ પોતાના જ્યેષ્ઠ બંધુ પંડિત શ્રી જયકૃષ્ણ મહારાજની સાથે પોતાના કાકાના હાથ નીચે ઉછર્યા હતા.

તેમણે બાળવયમાં થોડું સંસ્કૃત વિદ્યાનું અધ્યયન કર્યા પછી જામનગરમાં જઈને વૈદ્યરાજ શ્રી ઝંડુભટ્ટજીના પિતા શ્રીયુત વિઠ્ઠલજી ભટ્ટ પાસે વૈદકનો અભ્યાસ કરવા માંડયો, અને તેનું યોગ્ય જ્ઞાન પ્રાપ્ત થતાં તેઓ પોરબંદર ગયા ને ત્યાં વૈદ્યરાજ તરીકે કાર્ય કરવાનું શરૂ કર્યું. આરંભમાં માણાવદર સ્ટેટમાં ને પછી ધીમે ધીમે આખા કાઠિયાવાડમાં તેમની પ્રતિષ્ઠા જામી.

સં. ૧૯૨૯માં સુયોગ પ્રાપ્ત થતાં મુંબઇ ગયા, ત્યાં તેની વિદ્વત્તા ને કુશળતા જોઇ કેટલાક ગૃહસ્થોએ કાયમ નિવાસ કરવાનો આગ્રહ કર્યો તેથી, તથા બીજી પણ બધી અનુકૂળતા જણાવાથી તેમણે મુંબઇમાંજ કાયમ નિવાસ કર્યો.

થોડી મુદ્દત પછી તેમણે ત્યાં "વૈદ્ય પ્રભુરામ જીવનરામ ઔષધાલય" નામનું દવાખાનું સ્થાપી તેમાં ઉત્તમ દવાઓ તૈયાર કરવા માંડી. એ દવાઓ એટલી તો ઉત્તમ બનતી કે સં. ૧૯૪૪માં પુનામાં પ્રદર્શન ભરાયું ત્યારે તેમની દવાઓ જોઈને મુંબાઇના ગવર્નર લૉર્ડ રે સાહેબે તેમને સોનાનો 'ચાંદ' આપવાનું જાહેર કરેલું. તેવીજ રીતે બીજાં પ્રદર્શનોમાં પણ તેમની બનાવેલી દવાઓની ઉત્તમતા સિદ્ધ થઇ હતી.

વૈદ્ય તરીકે તેમણે જેટલી પ્રતિષ્ઠા મેળવી છે, તેટલીજ વિખ્યાતિ તેમની સ્વધર્માભિમાની તરીકે પણ થએલી છે.

સં. ૧૯૩૧ માં તેમણે કેટલાક ગૃહસ્થોની સહાયતા મેળવીને 'વેદધર્મસભા' સ્થાપન કરી, ને તે સભા તરફથી 'આર્યધર્મ પ્રકાશ' નામનું માસિક પત્ર કહાડવું શરૂ કર્યું. વળી સં. ૧૯૩૬ માં તે સભા તરફથી 'સંસ્કૃત પાઠશાળા' ઉઘાડી સંસ્કૃત વિદ્યાનું જ્ઞાન મફત આપવું શરૂ કર્યું.

સં. ૧૯૫૧ માં મોટા ખર્ચથી વેદોક્ત વિધિ પ્રમાણે '**શ્રી મહારૂદ્ર**' '**શ્રી વિષ્ણુયાગ**' ને '**શ્રી શતચંડી**'ના મહાયજ્ઞો કરીને તેઓશ્રીએ વંશપરંપરાથી ચાલ્યું આવતું સ્વધર્મનીષ્ઠપણું સિદ્ધ કરી બતાવ્યું છે.

તેઓશ્રીની વ્યાવહારિક નિપૂણતા પણ તેમના વિસ્તૃત યશને શોભાવનારી હતી. મુંબઇના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો તેમને પોતાના સલાહકાર ગણતા; તેમજ કાઠિયાવાડનાં ઘણાં ખરાં રાજ્યોમાં તેમની સારી આબરૂ હતી.

તેમના જીવનનો કેટલોક ઉલ્લેખ મહાજનમંડળમાં છે, તે જોવાથી તેમની મહત્તાનાં બીજાં પણ કાર્યો જણાઇ આવશે.

## (૧૭) મહા. મહો. શીઘ્રકવિ શંકરલાલ શાસ્ત્રી.

મહામહોપાધ્યાય, કવિશિરોમણિ, **શાસ્ત્રી શંકરલાલનો** જન્મ સં. ૧૯૦૦ માં **જામનગરમાં** થયો હતો. તેમના પિતાનું નામ **માહેશ્વર ભટ્ટ** હતું.

**શાસ્ત્રીજી** સંસ્કૃત સાહિત્યમાં અદ્વિતીય પ્રવેશવાળા હતા. આશ્ચર્ય પામવા જેવું તો એ છે કે માત્ર પંદર વર્ષની વયે તેઓ થોડા અભ્યાસ પછીજ સંસ્કૃત કાવ્ય કરતા, અને તેમાં બે વર્ષની અંદર તેમની પ્રવીણતા જોઇ તેમના ગુરૂ **શાસ્ત્રી કેશવજી** તથા **પંડિત શ્રી સદાનંદ** વગેરેની અનુમતિથી **જામશ્રી વિભાજીએ** તેઓશ્રીને '**શીઘ્રકવિ**'ની પદવી આપી હતી; તેમજ તેમની વિદ્વત્તાની કદર જાણીને **નામદાર સરકારે** સં. ૧૯૭૦ માં '**મહામહોપાધ્યાય**'ની ને 'ભારતધર્મ મહામંડળ' ની કાઉન્સીલે સં. ૧૯૭૨ માં '**કવિ શિરોમણિ**' ની પદવી આપી તેમને વિભુષિત કર્યા હતા.

તેઓ નાની વયમાંથીજ અષ્ટાવધાનના પ્રયોગો કરતા એ પરથી તેમનામાં અદ્વિતીય શક્તિ હતી એમ સિદ્ધ થાય છે.

તેઓશ્રીએ લાંબા વખત સુધી **મોરબીમાં** 'રવાજીરાજ પાઠશાળા' માં મુખ્ય અધ્યાપક તરીકે કાર્ય કર્યું હતું, તેમજ સાહિત્યમાં પણ, ઘણા સારા ગ્રંથો લખી ઉમેરો કર્યો છે. લગભગ ૧૫ ગ્રંથો તેમના રચેલા પ્રકટ થયા છે, તેમાંના મુખ્યઃ—સાવિત્રી ચરિત્ર, ચંદ્રપ્રભા ચરિત્ર, ધ્રુવાભ્યુદય નાટક, ગોપાળચિંતામણિ, અનસૂયાભ્યુદય વગેરે છે. કૌમુદી અને શંકરદિગ્વિજય ઉપર તેઓશ્રીએ ટીકા પણ કરેલી છે; તેમજ ૩–૪ ગ્રંથ તો હજુ તેમના રચેલા અપ્રસિદ્ધ છે. આ બધું જોતાં તેઓશ્રીની અપૂર્વશકિતનું ભાન થયા વિના રહેતું નથી.

**શાસ્ત્રીજી** આવા સમર્થ વિદ્વાન્ હોવા છતાં ઘણા સાદા ને નમ્ર હતા; તેમજ જ્ઞાતિ તરફ પણ ઘણો સદ્‌ભાવ ધરાવતા હતા. જ્ઞાતિનો ઇતિહાસ પણ તેમણે એ સદ્‌ભાવને લીધેજ લખવા માંડેલો. એ ઇતિહાસમાં જોઇતી સામગ્રી મેળવવાના હેતુથી **સ્વ. મહાત્મા શ્રી અંકુભટ્ટજીની** સહાયથી સં. ૧૯૪૩ માં વસ્તીપત્રક કરવાનું કાર્ય આરંભ્યું હતું. જો કે તે પૂર્ણ થયું ન હતું, પણ તેમાંથી જે કંઇ હકીકત મળી હતી તે પરથી તેમણે ઇતિહાસ લખવાનું શરૂ કરેલું; અને તેના આરંભમાં જ્ઞાતિની મહત્તા ઘણી સારી રીતે બતાવેલી.

આવા જ્ઞાતિહિતચિંતક, શીઘ્રકવિ ને સારા અષ્ટાવધાની વિદ્વદ્રત્નનો, ગયા આષાઢ માસની પૂર્ણિમાના—ગુરૂ પૂજનના—દિવસે, મોરબીમાં પ્રતિક્ષા કરી રહેલા શિષ્યમંડળની પુષ્પવૃષ્ટિ વચ્ચે કૈલાસવાસ થયો છે; તે જાણીને સૌ કોઇને ખેદ થયા વિના રહેશે નહિ. ઇશ્વર તેમના આત્માને શાન્તિ અર્પો.

## (૧૮) કેશવલાલ હરિરામ ભટ્ટ.

સ્વધર્મના ઉદયાર્થે આત્માર્પણ કરી ઇશ્વર પરાયણ મનુષ્યત્વ સિદ્ધ કરી બતાવનારા કવિશ્રી કેશવલાલનો જન્મ મોરબીમાં સં. ૧૯૦૭ માં થયો હતો. અને મરણ ૪૫ વર્ષની ઉમ્મરે સં. ૧૯૫૨ માં થયું હતું.

કવિશ્રીએ પોતાનું જીવન સ્વધર્મના ઉદયાર્થે ગાળવા માટે 'વેદધર્મસભા'માં જોડાઇ 'આર્યધર્મ પ્રકાશ' નામના માસિકના તંત્રી તરીકેનું, મનુષ્યોને ઉપયોગી થઇ પડે તેવાં સુબોધક ધાર્મિક પુસ્તકો જેવાં કેઃ– શંકર વિજય સાર, ત્રિકંડિકા સતી શિક્ષાસત્ર, સુરગુરુ સ્મૃતિ, ને આશૌચ નિર્ણય વગેરેનો સમુદ્ધાર કરવાનું, અને ખાસ સ્ત્રીવર્ગને ઉપયોગી થઇ પડે તેવાં સાવિત્રી ચરિત્ર, અનસૂયાભ્યૂદય, વગેરેનાં ભાષાંતરો કરી પ્રસિદ્ધ કરવાનું કાર્ય કર્યું છે. તદુપરાંત જ્યારે તેઓ મોરબીમાં શીઘ્રકવિ શાસ્ત્રી શંકરલાલ પાસે સંસ્કૃત અભ્યાસ કરવા રહ્યા, ત્યારે તેમના સહવાસથી પરિચયજન્ય સંસ્કારોને બળે, તેમની કવિત્વશક્તિ ઉત્તેજિત થઇ હતી તે ખીલતાં સ્વાનુભવ રસિક વાણિથી ભરપૂર કાવ્યો પણ તેઓશ્રીએ લખ્યાં છે. એ બધાં કાવ્યોનો સંગ્રહ 'કેશવકૃતિ' કે 'અનુભવનો ઉદ્‌ગાર' એ નામથી પ્રકટ થએલો છે, અને તેમાં તેમના જીવનનો આલેખ પણ છે.

## (૧૯) વ્યાકરણાચાર્ય નર્મદાશંકર શાસ્ત્રી.

વ્યાકરણાચાર્ય, શાસ્ત્રીજી નર્મદાશંકરનો જન્મ પચ્છેગામમાં થયો હતો. તેમના પિતાનું નામ ભટ્ટશ્રી ઇશ્વરજી ગૌરીશંકર હતું.

શાસ્ત્રીજીના પિતા ને પિતામહ બંને સારા વિદ્વાન્ હતા; તેમજ વળી તેમના પિતામહ શીઘ્રકવીશ્વર જગન્નાથ પંડિતના દૌહિત્ર થતા હતા. આવા સરસ્વતીદેવીના કૃપાપાત્ર કુટુંબમાં શાસ્ત્રીજીનો જન્મ થવાથી તેમનામાં નૈસર્ગિક બુદ્ધિશક્તિ અને વિદ્યાદેવીની ભક્તિ જણાઇ આવતાં હતાં.

તેમના પિતાની સૌથી મોટી અભિલાષા એજ હતી કે 'નર્મદાશંકરને ઉત્તમ પંડિત બનવાની અનુકૂળતા કરી આપવી'. એ અનુકૂળતાનો લાભ લઇને શ્રીયુત નર્મદાશંકરજીએ અભ્યાસ પણ સારો કર્યો. ભાવનગરમાં ચંદ્રિકા, પંચકાવ્ય, કૌમુદિ, વગેરેનો અભ્યાસ કર્યા પછી તે અભ્યાસ આગળ વધારવાની ઇચ્છાએ ૧૨ વર્ષની વયે વડોદરે ગયા અને ત્યાં ૭ માસ રહી સંવત્ ૧૯૪૮માં કાશીએ ગયા. ત્યાં 'ગવર્નમેન્ટ સંસ્કૃત કોલેજમાં રહી અભ્યાસ આગળ વધારવા માંડયો ને ઉત્તરોત્તર પરીક્ષાઓ પસાર કરવા માંડી. સં. ૧૯૫૮માં તો તેમણે છેલ્લી પરીક્ષા પસાર કરી 'વ્યાકરણાચાર્ય'ની પદવી પ્રાપ્ત કરી.

આખા ગુજરાતમાં 'વ્યાકરણાચાર્ય'ની પદવી મેળવનાર તેઓ પહેલવહેલાજ છે એ જણાવતાં આનંદ થાય છે.

કાશીએથી ઉત્તમ પદવી પ્રાપ્ત કરીને દેશમાં આવ્યા પછી, એ વિદ્યાનો લાભ ઘણા થોડાને આપી શકયા હતા. થોડા દિવસ તેઓ જુનાગઢની બાહાઉદ્દીન કૉલેજમાં શાસ્ત્રીજી તરીકે કામ કરી શકયા અને સં. ૧૯૫૯ માં તો પ્લેગના દરદે તેમના આત્માને આ ફાની દુનીઆનો ત્યાગ કરાવ્યો.

તેઓશ્રી સ્વભાવે શાંત, નિરભિમાની અને મિલનસાર હતા. નાના વિદ્યાર્થીઓને સઘળી વિદ્યા અર્પણ કરવાની તેમની અતુલ ઇચ્છા હતી, તેમજ જ્ઞાત્યુત્કર્ષ કરવાને પણ તેઓ અપૂર્વ ઉત્સાહ ધરાવતા હતા; પરન્તુ ઘણી નાની વયમાં સ્વર્ગવાસી થવાથી ધારેલાં કોઇ કાર્ય તેઓ કરી શકયા નથી; એ જાણીને સૌ કોઇ દિલગીર થયા વિના રહેશે નહિ. તેમણે જે કંઇ જીવન ગાળ્યું છે તેનો મોટો ભાગ વિદ્યાપ્રાપ્ત કરવામાંજ ગયો છે. એ વિદ્યાનો લાભ જો બંધુઓને મળ્યો હોત તો વિશેષ આનંદ થાત. ઇશ્વર, શાસ્ત્રીજી જેવા અનેક 'વ્યાકરણાચાર્યો' જ્ઞાતિમાં ઉત્પન્ન કરી તેમને દુર્ઘાયુષી બનાવે, એવી અભિલાષા છે. અસ્તુ. ॐ શાન્તિઃ ॥

---

# જનરલ નોંધ.

આજથી ૫–૬ વર્ષ પહેલાં, પ્રોફેસર શ્રીયુત હરિલાલ માધવજી ભટ્ટ તરફથી પ્રકટ થયેલો 'શ્રી હાલારી પ્રશ્નોરા જ્ઞાતિસમૂહને વિનંતી પત્ર' મારા જોવામાં આવ્યો, ત્યારથી જ્ઞાતિનું વસ્તીપત્રક કરવાની વૃત્તિ ઉદ્‌ભવેલી; પરન્તુ પેગાલાવે તે તુરત તૃપ્ત થઇ શકી નહિ. પણ જ્યારે બીજી જ્ઞાતિઓના વસ્તીપત્રકના રિપોર્ટો

જોયા, અને તે પરથી જ્ઞાતિનાં વસ્તીપત્રક કરવાની રીત બરાબર સમજાઇ, ત્યારે અગાઉની વૃત્તિ સતેજ થઈ; અને તેના પરિણામે વસ્તીપત્રક કરવાની ઇચ્છા દૃઢ બની.

હવે પ્રશ્ન એ રહેલો કે વસ્તીપત્રક ગુજરાત વિભાગનુંજ કરવું કે સમસ્ત જ્ઞાતિનું કરવું? આખરે એવો નિશ્ચય થયો કે જો જોઇતી આર્થિક મદદ મળે તો સમસ્ત જ્ઞાતિનુંજ વસ્તીપત્રક કરવું. આ વિચારે સમસ્તજ્ઞાતિના વસ્તીપત્રકની યોજના ઘડી કાઢી શ્રીમાન્ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણીને લખી જણાવી; અને સાથે એ યોજનાને અંગે થનારા ખર્ચની માગણી કરી. શ્રીમાન સર પટ્ટણીશ્રીએ એ* માગણીનો સહર્ષ સ્વીકાર કર્યો કે જેથી વસ્તીપત્રકની યોજના વિજ્ઞપ્તિપત્રિકાદ્વારા જ્ઞાતિબંધુઓ સમક્ષ રજુ કરવામાં આવી.

એ યોજના જ્ઞાતિસમક્ષ રજુ થતાં કેટલાએક ઉત્સાહી બંધુઓએ તેને સહર્ષ વધાવી લીધી એટલુંજ નહિ, પણ તેમાં બનતી સહાય કરવાનું પણ જણાવ્યું. આથી આ કાર્યમાં અનેક મુશ્કેલીઓ નડવા છતાં, એ ઉત્સાહી બંધુઓની મદદથી ને ઇષ્ટકૃપાથી, આટલી લાંબી મુદ્દતે પણ સમસ્તજ્ઞાતિનું વસ્તીપત્રક થયું છે, તેનું માન એ મદદ કરનારા બંધુઓનેજ ઘટે છે.

વસ્તીપત્રકને માટે દરેક કુટુંબની હકીકત મેળવવાને જે ફારમો તૈયાર કરવામાં આવ્યાં હતાં તેમાં નીચેના પ્રશ્નો હતાઃ—

(૧) ગોત્ર કયું? (૨) પ્રવર કેટલાં ને કયાં? (૩) વેદ કયો? (૪) શાખા કઇ? (૫) અવટંક કઇ? (૬) કુટુંબનાં માણસોનાં નામ. (૭) પુરૂષ કે સ્ત્રી? (૮) લગ્ન થયું છે કે નહિ? અથવા વિધવા છે કે વિધુર? (૯) ઉમ્મર કેટલી? (૧૦) મુખ્ય ધંધો? (નોકરી કરતા હોય તો તે કયા હોદ્દાપર છે ને કેટલો પગાર છે તે?) (૧૧) વાર્ષિક પેદાશનો અડસટ્ટો કેટલો છે? (૧૨) મુખ્ય ધંધા ઉપરાંત બીજી કઇ પ્રવૃત્તિ ચાલે છે? (૧૩) લ્હાણુ ચાલે છે કે નહિ? (૧૪) વતની કયાંના ગણાય છે? (૧૫) હાલ કયાં કેટલી મુદ્દતથી રહે છે? (૧૬) ભણેલ છે કે અભણ? ભણેલા હોય તો ગુજરાતી અભ્યાસ કેટલો? (૧૭) સંસ્કૃત ને અંગ્રેજી અભ્યાસ કેટલો? (૧૮) સંસ્કૃત, અંગ્રેજી ને ગુજરાતી સિવાય બીજી ભાષાઓનું જ્ઞાન કેટલું? (૧૯) ડિગ્રી, ચાંદ ને ખિતાબમાંથી જે મળ્યું હોય તે? (૨૦) બહેરાં, મૂગાં, આંધળાં, કે કાયમનો વ્યાધિ વગેરે જાણવા લાયક હકીકત હોય તે. (૨૧) સાહિત્ય પ્રવૃત્તિ કેટલી કરી છે? (૨૨) જે સાધન વિના વિદ્યાભ્યાસ અટકી પડયો હોય તેની ટુંક વિગત. (૨૩) રિમાર્ક (કોઇ પણ અગત્યની હકીકત રહી જતી હોય તો તે લખવા માટે.)

ઉપરના ૨૩ પ્રશ્નોમાં પહેલા પાંચ પ્રશ્નો, આખા કુટુંબની સામાન્ય હકીકત મેળવવા માટે હતા; ને બાકીના, કુટુંબમાંના દરેક માણસ માટે હતા.

દિલગીર થવા જેવું એ છે કે આપણી જ્ઞાતિ વિદ્યોપજીવી ગણાય છે, છતાં માગેલી બધી હકીકત આપવામાં અચકાઇ છે. ફક્ત પહેલેથી નવ ને ૧૩ થી ૧૫ પ્રશ્નોના જવાબ ઘણે સ્થળેથી મળ્યા છે. જો કે કેટલાએક સારાં કેળવાએલાં કુટુંબો તરફથી બધા પ્રશ્નોના જવાબ મળ્યા છે એ ખુશી થવા જેવું છે, પણ તેવાં કુટુંબોની સંખ્યા બહુ નાની છે.

કેટલાંએક કુટુંબમાંથી તો નામ મેળવતાં પણ અનેક મુશ્કેલીઓ વેઠવી પડી છે એ ડિરેક્ટરીની પ્રાસ્તાવિક નોંધપરથી જણાઇ આવશે; તો પણ સંતોષ પામવા જેવું છે કે આજથી ત્રીશ વર્ષ પહેલાં સ્વ. ઝંડુ ભટ્ટજીએ પોતાના ખર્ચે રા. અમરજી જેશંકર પંડયાને જ્ઞાતિમાં ફેરવી હકીકત મેળવવાનો પ્રયત્ન કરેલો, છતાં પૂરતું કામ થએલું નહિ; તે આજે મોટે ભાગે પોસ્ટદ્વારા કામ કરતાં પૂરું થયું છે. ફક્ત હકીકત મેળવવામાં મદદનીશ બંધુઓને અગવડ પડવાથી ૭–૮ ગામમાં મારે ફરવું પડયું હતું.

---

* અત્રે કહેવું જોઈએ કેઃ—શરૂઆતમાં વસ્તીપત્રકનો રિપોર્ટ ઘણોજ નાનો પ્રકટ કરવા વિચાર હતો એટલે તેના ખર્ચનો અડસટ્ટો પણ તે સમયે નાનો હતો. વખત જતાં કેટલાક બંધુઓની સલાહથી રિપોર્ટ મોટો પ્રકટ કરવાનું નક્કી કર્યું, ને તેના વધારાના ખર્ચ માટે સર પટ્ટણીને અને બીજા ઉદાર બંધુઓને જણાવ્યું. તે માગણીનો સ્વીકાર થતાં આજે આવા મોટા રૂપમાં રિપોર્ટ પ્રકટ કરી શકાયો છે. શ્રીમાન સર પટ્ટણીએ બધું ખર્ચ આપવાનું કબુલ કર્યું, છતાં બીજા બંધુઓ પાસે મદદની માગણી શા માટે કરી? એવો પ્રશ્ન ઉદ્ભવે, તેના નિરાકરણ માટે આ બિના આપવી પડી છે; એટલે પ્રાર્થું છું કે તે અસ્થાને નહિ ગણાય. દ. ભા.

હવે પછી ૫-૭ વર્ષે કોઇ પણ ઉત્સાહી બંધુ વસ્તીપત્રકનું કાર્ય કરવાને તૈયાર થશે, તો તેને આ કરતાં પણ વિશેષ સગવડતા થશે એમ મારૂં માનવું છે.

આશ્ચર્ય પામવા જેવું એ છે કે વસ્તીપત્રક શા માટે કરવામાં આવે છે એમ ઘણા બંધુઓ તરફથી પૂછવામાં આવે છે, પણ વસ્તીપત્રકના હેતુઓ એટલા બધા ખુલ્લા છે કે તે જણાવવાની અગત્ય રહેતીજ નથી. છતાં બંધુઓની જીજ્ઞાસા તૃપ્ત કરવાને શ્રીયુત આવસથીએ 'નિવેદન'માં વસ્તીપત્રકનો હેતુ ઘણી સારી રીતે બતાવેલો છે, એટલે હવે તેનું પુનર્લેખન કરવાની જરૂર ધારતો નથી.

હવે મળેલી હકીકતપરથી જ્ઞાતિની જાણવા લાયક બિના તારવી કાઢી છે તે તરફ વળું છું.

આપણી સમસ્ત જ્ઞાતિમાં બધાં મળી ૪૭૭ કુટુંબ છે, ને તે બધાં કુટુંબમાં મળી ૧૨૯૦ પુરૂષ ને ૧૧૬૯ સ્ત્રીઓ છે; એટલે કુલ્લ ૨૪૫૯ માણસની વસ્તી છે. આ વસ્તી ક્યાં સ્થળોમાં ક્યા પ્રમાણમાં નિવાસ કરે છે તે પ્રથમ જોઇએ.

આટલી ટુંકી જ્ઞાતિ છે છતાં તે ત્રણ વિભાગમાં વહેંચાએલી છે; અને તે વિભાગોનો અરસ્પરસ વ્યવહાર જોડાએલો નથી; તેથી વિભાગવાર હકીકત આપવી યોગ્ય ધારી છે.

નીચેના પત્રકમાં વિભાગનાં ને ગામનાં નામો વસ્તીના પ્રમાણમાં આપ્યાં છે.

## મૂળવતન પ્રમાણે ગામવાર કુટુંબ ને પુરૂષ-સ્ત્રીઓની સંખ્યા બતાવનારૂં પત્રક.

## ગુજરાત વિભાગ.

| ગામનું નામ. | કુટુંબની સંખ્યા. | પુરૂષની સંખ્યા. | સ્ત્રીઓની સંખ્યા. | કુલ્લ વસ્તી. |
|---|---|---|---|---|
| ૧ પચ્છેગામ | ૬૫ | ૧૬૯ | ૧૮૦ | ૩૪૯ |
| ૨ ભાવનગર | ૪૫ | ૧૩૪ | ૧૨૧ | ૨૫૫ |
| ૩ બોળાદ | ૪૧ | ૧૦૫ | ૮૫ | ૧૯૦ |
| ૪ બરવાળા | ૩૦ | ૯૯ | ૮૬ | ૧૮૫ |
| ૫ નાનીબોરૂ | ૨૮ | ૭૧ | ૬૩ | ૧૩૪ |
| ૬ જવારજ | ૧૬ | ૪૪ | ૪૦ | ૮૪ |
| ૭ રોજકા | ૧૪ | ૩૯ | ૩૮ | ૭૭ |
| ૮ પાલીતાણા | ૯ | ૨૨ | ૨૦ | ૪૨ |
| ૯ વારણા | ૧૩ | ૧૭ | ૧૬ | ૩૩ |
| ૧૦ બાઢીપડવા | ૬ | ૧૪ | ૧૩ | ૨૭ |
| ૧૧ ગાણોલ | ૬ | ૧૦ | ૯ | ૧૯ |
| ૧૨ કુંડલા | ૩ | ૭ | ૧૦ | ૧૭ |
| ૧૩ ધનાળા | ૪ | ૬ | ૭ | ૧૩ |
| ૧૪ લીલીઆ | ૧ | ૯ | ૪ | ૧૩ |
| ૧૫ સીહોર | ૨ | ૮ | ૫ | ૧૩ |
| ૧૬ કટારીઆ | ૩ | ૫ | ૬ | ૧૧ |
| ૧૭ વડોદ | ૨ | ૬ | ૫ | ૧૧ |
| ૧૮ ધોળકા | ૩ | ૬ | ૪ | ૧૦ |
| ૧૯ મીતલી | ૩ | ૪ | ૨ | ૬ |
| ૨૦ અમદાવાદ | ૧ | ૪ | ૨ | ૬ |
| ૨૧ લાઠી | ૧ | ૨ | ૩ | ૫ |
| ૨૨ બઢિયાદ | ૧ | ૧ | ૧ | ૨ |
| એકંદર | ૨૯૭ | ૮૧૨ | ૭૨૦ | ૧૫૩૨ |

## હાલાર વિભાગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ કુંડલા | ૧૩ | ૪૩ | ૪૯ | ૯૨ |
| ૨ જામનગર | ૧૯ | ૫૩ | ૩૭ | ૯૦ |
| ૩ મોરબી | ૭ | ૩૭ | ૩૨ | ૫૯ |
| ૪ જૂનાગઢ | ૧૬ | ૩૧ | ૩૦ | ૬૧ |
| ૫ અમરેલી | ૮ | ૨૪ | ૨૦ | ૪૪ |
| ૬ ચાવંડ | ૬ | ૧૭ | ૧૪ | ૩૧ |
| ૭ બાબરા | ૪ | ૧૭ | ૧૪ | ૨૯ |
| ૮ જામજોધપુર | ૩ | ૧૩ | ૧૨ | ૨૫ |
| ૯ લીલીઆ | ૨ | ૧૧ | ૧૩ | ૨૪ |
| ૧૦ પોરબંદર | ૫ | ૧૩ | ૮ | ૨૧ |
| ૧૧ મુંબઇ | ૪ | ૮ | ૬ | ૧૪ |
| ૧૨ માળીઆહાટીના | ૧ | ૯ | ૪ | ૧૩ |
| ૧૩ વસાવડ | ૧ | ૫ | ૫ | ૧૦ |
| ૧૪ માણાવદર | ૧ | ૬ | ૩ | ૯ |
| ૧૫ કોટડા સાંગાણી | ૧ | ૪ | ૫ | ૯ |
| ૧૬ ધ્રાફા | ૧ | ૫ | ૨ | ૭ |
| ૧૭ ચુડા | ૨ | ૩ | ૩ | ૬ |
| ૧૮ જેતપુર | ૧ | ૪ | ૨ | ૬ |
| ૧૯ ઉમરાળા | ૧ | ૧ | ૨ | ૩ |
| ૨૦ ભાયાવદર | ૧ | ૧ | ૧ | ૨ |
| એકંદર | ૯૭ | ૩૦૩ | ૨૬૨ | ૫૬૫ |

## ઉત્તરહિંદ (રાજસ્થાન) વિભાગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ જયપુર (બ્રહ્મપુરી સાથે) | ૨૪ | ૫૧ | ૬૫ | ૧૧૬ |
| ૨ ફ્રાદમાબાદ | ૪ | ૧૬ | ૧૪ | ૩૦ |
| ૩ રાજગઢ | ૮ | ૧૯ | ૧૧ | ૩૦ |
| ૪ ભરતપુર | ૫ | ૧૦ | ૧૧ | ૨૧ |
| ૫ વસવા | ૫ | ૮ | ૧૩ | ૨૧ |
| ૬ ભુર્જાં | ૩ | ૯ | ૧૦ | ૧૯ |
| ૭ કામાં | ૪ | ૮ | ૫ | ૧૩ |
| ૮ શ્યામગંગા | ૧ | ૫ | ૭ | ૧૨ |
| ૯ ઝાલરાપાટણ | ૨ | ૪ | ૮ | ૧૨ |
| ૧૦ સુરતગઢ | ૩ | ૫ | ૬ | ૧૧ |
| ૧૧ ગુઢા | ૩ | ૬ | ૫ | ૧૧ |
| ૧૨ અલવર | ૨ | ૪ | ૪ | ૮ |
| ૧૩ હરખાંણું | ૨ | ૪ | ૪ | ૮ |
| ૧૪ અજબગઢ | ૨ | ૩ | ૪ | ૭ |
| ૧૫ ટહલા | ૨ | ૩ | ૪ | ૭ |
| ૧૬ સકટ | ૧ | ૪ | ૨ | ૬ |
| ૧૭ સોદ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૧૮ અરશી | ૧ | ૨ | ૨ | ૪ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૯ મહુવા | ૧ | ૨ | ૨ | ૪ |
| ૨૦ કુમ્હેર | ૧ | ૧ | ૨ | ૩ |
| ૨૧ ખોવા | ૧ | ૨ | ૧ | ૩ |
| ૨૨ ભૂજ | ૧ | ૧ | ૨ | ૩ |
| ૨૩ મથુરા | ૨ | ૧ | ૨ | ૩ |
| ૨૪ કમરી | ૨ | ૧ | ૧ | ૨ |
| ૨૫ કોટા | ૧ | ૧ | ૦ | ૧ |
| ૨૬ દરીબા | ૧ | ૧ | ૦. | ૧ |
| ૨૭ જાુણોટા | ૧ | ૧ | ૦ | ૧ |
| એકંદર | ૮૩ | ૧૭૫ | ૧૮૭ | ૩૬૨ |
| **ત્રણે વિભાગમાં મળીને** | ૪૭૭ | ૧૨૯૦ | ૧૧૬૯ | ૨૪૫૯ |

ઉપરના પત્રકમાં કુટુંબ ને તેમાંની વસ્તીની સંખ્યા તેમનાં મૂળવતનનાં ગામમાં બતાવી છે; પણ જે કુટુંબો પોતાનું મૂળવતન છોડીને હાલમાં બીજે સ્થળે કાયમનો નિવાસ કરીને રહેલાં છે તેમને તે સ્થળનાંજ વતની ગણ્યાં છે. તેમાં પણ કેટલેક સ્થળે અપવાદ માલમ પડશે; કારણકે કેટલાંક કુટુંબના નેતાઓએ બીજે સ્થળે કાયમના જેવો નિવાસ કર્યો છે, છતાં પોતાને મૂળવતનના વતની ગણાવાની ઇચ્છા પ્રદર્શિત કરી છે. અને તે ઇચ્છા મુજબ થયું પણ છે. આ રિપોર્ટના છેલ્લા ભાગમાં જે ડિરેકટરી આપી છે તેમાં પણ ઉપરના પત્રક મુજબજ ગામવાર કુટુંબોની સંખ્યા ગણી તેમાંનાં નામો આપ્યાં છે.

હવે ઉપરના પત્રક ઉપરથી શું જાણવાનું મળે છે તે જોઇએ.

પત્રક જોવાથી સર્વેની ધ્યાનમાં તો આવ્યું હશે કે એકજ શહેરમાં, સાધારણ વસ્તીવાળી ગણાતી જ્ઞાતિનો જેટલો જથો હોય છે, તેટલાજ જથાવાળી આ આખી જ્ઞાતિ ૬૭ ગામમાં વહેંચાએલી છે. (કુંડલા ને લીલીઆ એ બંને ગામમાં ગુજરાતી ને હાલારી બંધુઓનાં કુટુંબો રહે છે, તેથી એ બંને ગામનાં નામ બંને વિભાગમાં બતાવ્યાં છે; પણ નિવાસી ગામની સંખ્યામાં તેમને ફરીથી ગણ્યાં નથી.)

આવી રીતે આપણી ટુંકી જ્ઞાતિ ઘણા વિસ્તારમાં પ્રસરેલી છે, તેથી આપણ બધા એક બીજાના સંબંધમાં બરાબર આવી શકતા નથી. સંબંધમાં આવ્યા સિવાય એક બીજાની સ્થિતિ જાણી શકાય નહિ ને સ્થિતિ જાણ્યા સિવાય તેના સુધારવાના ઉપાયો હાથમાં લઇ શકાય નહિ.

હું તો એમ માનું છું કે આપણી જ્ઞાતિ આટલી બધી ટુંકી છે, છતાં, તેના સ્થાનના વિસ્તારના લીધેજ તેમાં ત્રણ વિભાગ પડયા હશે, અને પછીથી દરેક વિભાગના રીતિરિવાજોમાં કેટલાક સંયોગોને લીધે ફેરફાર થવાથી પછી એક બીજા વિભાગના બંધુઓ સંબંધમાં આવવા છતાં જલદી સંબંધ જોડી શકતા નહિ હોય. ત્યારે આ અડચણ દૂર કરવાને હવે આપણી પાસે એક ઉપાય રહ્યો છે; અને તે એકે ઓછામાં ઓછું દર વર્ષે એક જ્ઞાતિનું સંમેલન કરવું; ને તેમાં જ્ઞાતિના ત્રણે વિભાગોના રીતિરિવાજો ને બીજી બાબતો ઉપર વિચાર ચલાવી બધાને એકત્ર કરવાનો વિચાર ચલાવવો.

વળી પત્રક જોતાં જણાયું હશે કે ઘણાં ગામમાં તો ૧ ૨, કે ૩ કુટુંબો રહે છે. તો આવાં છૂટાં છવાયાં પડી ગએલાં કુટુંબમાં વસતા બંધુઓ જ્ઞાતિની સ્થિતિથી કેવળ અનભિજ્ઞ રહે એ દેખીતુંજ છે. તેમને જાણીતા કરવાને પણ સંમેલનની ખાસ અગત્ય જણાઈ આવે છે. વિચારશીલ બંધુઓ આ ઉપર બરાબર વિચાર કરશે તોજ આ, દીનપ્રતિદિન ક્ષીણ થતી જ્ઞાતિની ઉન્નતિ થશે. નહિતર પછી શ્રીયુત આવસથીએ અગાઉ જણાવ્યું છે તેમ આપણાં નાગરનાં એ પ્રાચીન કુલ નષ્ટ થયાં તેવી ભયાનક સ્થિતિ આપણી પણ આવશે. માટે 'પાણી પહેલાં પાળ બાંધવી' એ લોકોક્તિ મુજબ અગાઉથી ચેતાય તો સારૂં.

× × × × × ×

હવે કુટુંબો, ગોત્રમાં કેવી રીતે વહેંચાએલાં છે તે જોઇએ.

## જ્ઞાતિ સમસ્તનું ગોત્રવાર કુટુંબની સંખ્યા અને વિધવા, વિધુર, વિવાહિત ને કુંવારાં સ્ત્રી–પુરૂષોની સંખ્યા બતાવનારૂં પત્રક.

| ગોત્રનું નામ. | કુટુંબની સંખ્યા. | પુરૂષ. | | | | સ્ત્રી. | | | | કુલ્લ વસ્તી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વિધુર. | વિવાહિત. | કુંવારા | કુલ્લ. | વિધવા | વિવાહિત. | કુંવારી | કુલ્લ. | |
| વચ્છસ | ૧૪૦ | ૨૫ | ૧૫૮ | ૧૬૮ | ૩૫૧ | ૬૭ | ૧૫૮ | ૯૪ | ૩૧૯ | ૬૭૦ |
| કશ્યપ | ૯૬ | ૧૮ | ૧૩૭ | ૧૧૨ | ૨૬૭ | ૩૭ | ૧૩૭ | ૮૦ | ૨૫૪ | ૫૨૧ |
| સાંખ્યાયન | ૪૭ | ૧૦ | ૬૮ | ૫૫ | ૧૩૩ | ૧૯ | ૬૭ | ૪૦ | ૧૨૬ | ૨૫૯ |
| પારાશર | ૪૦ | ૧૧ | ૬૧ | ૫૯ | ૧૩૧ | ૧૭ | ૬૧ | ૩૫ | ૧૧૩ | ૨૪૪ |
| ભારદ્વાજ | ૪૬ | ૧૧ | ૫૮ | ૪૫ | ૧૧૪ | ૨૧ | ૫૮ | ૩૪ | ૧૧૩ | ૨૨૭ |
| કૌશિક | ૩૮ | ૪ | ૪૬ | ૫૬ | ૧૦૬ | ૨૦ | ૪૬ | ૨૪ | ૯૦ | ૧૯૬ |
| ભાર્ગવ | ૩૦ | ૫ | ૪૦ | ૪૪ | ૮૯ | ૯ | ૪૦ | ૨૦ | ૬૯ | ૧૫૮ |
| માંડવ્ય | ૨૮ | ૯ | ૩૧ | ૨૫ | ૬૫ | ૮ | ૩૧ | ૧૭ | ૫૬ | ૧૨૧ |
| ધૃતકૌશિક | ૮ | ૨ | ૧૩ | ૧૪ | ૨૯ | ૨ | ૧૩ | ૧૦ | ૨૫ | ૫૪ |
| દક્ષસ | ૪ | ૨ | ૧ | ૨ | ૫ | ૩ | ૧ | ૦ | ૪ | ૯ |
| કુલ્લ | ૪૭૭ | ૯૭ | ૬૧૩ | ૫૮૦ | ૧૨૯૦ | ૨૦૩ | ૬૧૨ | ૩૫૪ | ૧૧૬૯ | ૨૪૫૯ |

## ગુજરાત વિભાગનું ગોત્રવાર કુટુંબની સંખ્યા વગેરે બતાવનારૂં પત્રક.

| ગોત્રનું નામ. | કુટુંબની સંખ્યા. | પુરૂષ. | | | | સ્ત્રી. | | | | કુલ્લ વસ્તી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વિધુર. | વિવાહિત. | કુંવારા | કુલ્લ. | વિધવા | વિવાહિત. | કુંવારી | કુલ્લ. | |
| વચ્છસ | ૧૨૧ | ૨૦ | ૧૩૬ | ૧૪૨ | ૨૯૮ | ૫૪ | ૧૩૬ | ૮૨ | ૨૭૨ | ૫૭૦ |
| કશ્યપ | ૭૮ | ૧૨ | ૧૨૩ | ૧૦૪ | ૨૩૯ | ૨૫ | ૧૨૩ | ૬૯ | ૨૧૮ | ૪૫૭ |
| કૌશિક | ૩૦ | ૪ | ૩૫ | ૪૬ | ૮૫ | ૧૭ | ૩૫ | ૨૧ | ૭૩ | ૧૫૮ |
| સાંખ્યાયન | ૨૯ | ૬ | ૩૪ | ૩૭ | ૭૭ | ૧૫ | ૩૪ | ૧૯ | ૬૮ | ૧૪૫ |
| પારાશર | ૧૭ | ૭ | ૨૬ | ૩૪ | ૬૭ | ૫ | ૨૬ | ૧૪ | ૪૫ | ૧૧૨ |
| ભારદ્વાજ | ૮ | ૧ | ૧૪ | ૭ | ૨૨ | ૨ | ૧૪ | ૫ | ૨૧ | ૪૩ |
| માંડવ્ય | ૭ | ૦ | ૭ | ૭ | ૧૪ | ૨ | ૭ | ૪ | ૧૩ | ૨૭ |
| ભાર્ગવ | ૬ | ૦ | ૫ | ૫ | ૧૦ | ૩ | ૫ | ૧ | ૯ | ૧૯ |
| દક્ષસ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| કુલ્લ | ૨૯૭ | ૫૦ | ૩૮૦ | ૩૮૨ | ૮૧૨ | ૧૨૫ | ૩૮૦ | ૨૧૫ | ૭૨૦ | ૧૫૩૨ |

## હાલાર વિભાગનું ગોત્રવાર કુટુંબની સંખ્યા વગેરે બતાવનારૂં પત્રક.

| ગોત્રનું નામ. | કુટુંબની સંખ્યા. | પુરૂષ. | | | | સ્ત્રી. | | | | કુલ્લ વસ્તી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વિધુર. | વિવાહિત | કુંવારા | કુલ્લ. | વિધવા | વિવાહિત. | કુંવારી | કુલ્લ. | |
| ભાર્ગવ | ૨૩ | ૫ | ૩૪ | ૩૯ | ૭૮ | ૫ | ૩૪ | ૧૯ | ૫૮ | ૧૩૬ |
| સાંખ્યાયન | ૧૩ | ૪ | ૨૯ | ૧૪ | ૪૭ | ૪ | ૨૮ | ૧૯ | ૫૧ | ૯૮ |
| પારાશર | ૧૧ | ૪ | ૧૭ | ૧૩ | ૩૪ | ૫ | ૧૭ | ૧૨ | ૩૪ | ૬૮ |
| માંડવ્ય | ૧૨ | ૬ | ૧૬ | ૧૧ | ૩૩ | ૩ | ૧૬ | ૭ | ૨૬ | ૫૯ |
| વચ્છસ | ૧૪ | ૩ | ૧૩ | ૧૫ | ૩૧ | ૬ | ૧૩ | ૮ | ૨૭ | ૫૮ |
| ભારદ્વાજ | ૯ | ૬ | ૧૪ | ૧૨ | ૩૨ | ૨ | ૧૪ | ૯ | ૨૫ | ૫૭ |
| ધૃતકૌશિક | ૮ | ૨ | ૧૩ | ૧૪ | ૨૯ | ૨ | ૧૩ | ૧૦ | ૨૫ | ૫૪ |
| કૌશિક | ૫ | ૦ | ૧૦ | ૬ | ૧૬ | ૨ | ૧૦ | ૨ | ૧૪ | ૩૦ |
| દક્ષસ | ૨ | ૧ | ૦ | ૨ | ૩ | ૨ | ૦ | ૦ | ૨ | ૫ |
| કુલ્લ. | ૯૭ | ૩૧ | ૧૪૬ | ૧૨૬ | ૩૦૩ | ૩૧ | ૧૪૫ | ૮૬ | ૨૬૨ | ૫૬૫ |

## ઉત્તરહિંદ (રાજસ્થાન) વિભાગનું ગોત્રવાર કુટુંબની સંખ્યા વગેરે બતાવનારૂં પત્રક.

| ગોત્રનું નામ. | કુટુંબની સંખ્યા. | પુરૂષ. | | | | સ્ત્રી. | | | | કુલ્લ વસ્તી. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | વિધુર. | વિવાહિત. | કુંવારા | કુલ્લ. | વિધવા | વિવાહિત. | કુંવારી | કુલ્લ. | |
| ભારદ્વાજ | ૨૯ | ૪ | ૩૦ | ૨૬ | ૬૦ | ૧૭ | ૩૦ | ૨૦ | ૬૭ | ૧૨૭ |
| કસ્યપ | ૧૮ | ૬ | ૧૪ | ૮ | ૨૮ | ૧૧ | ૧૪ | ૧૧ | ૩૬ | ૬૪ |
| પારાશર | ૧૨ | ૦ | ૧૮ | ૧૨ | ૩૦ | ૭ | ૧૮ | ૯ | ૩૪ | ૬૪ |
| વચ્છસ | ૫ | ૨ | ૯ | ૧૧ | ૨૨ | ૭ | ૯ | ૪ | ૨૦ | ૪૨ |
| માંડવ્ય | ૯ | ૩ | ૮ | ૭ | ૧૮ | ૩ | ૮ | ૬ | ૧૭ | ૩૫ |
| સાંખ્યાયન | ૫ | ૦ | ૫ | ૪ | ૯ | ૦ | ૫ | ૨ | ૭ | ૧૬ |
| કૌશિક | ૩ | ૦ | ૧ | ૪ | ૫ | ૧ | ૧ | ૧ | ૩ | ૮ |
| ભાર્ગવ | ૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૨ | ૩ |
| દક્ષસ | ૧ | ૧ | ૧ | ૦ | ૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૩ |
| કુલ્લ. | ૮૩ | ૧૬ | ૮૭ | ૭૨ | ૧૭૫ | ૪૭ | ૮૭ | ૫૩ | ૧૮૭ | ૩૬૨ |

ઉપરનાં ગોત્રવારીનાં ચાર પત્રકોમાં પહેલું પત્રક સમસ્ત જ્ઞાતિનું છે તે તરફ જોતાં જણાશે કે આપણી આખી જ્ઞાતિમાં ફક્ત દશ ગોત્ર રહ્યાં છે, આજથી ત્રીશ વર્ષ પહેલાં સ્વ. ઝંડુભટ્ટજીએ વસ્તીપત્રક કરવા માંડેલું, તેનાં ફારમો જોતાં જણાય છે કે તે સમયે ઉત્તર હિંદમાં 'તક્ષક' ગોત્ર હતું, જે હાલમાં નથી. આજ પ્રમાણે ક્રમે ક્રમે ગોત્ર ઘટતાં જાય તો પછી એક ગોત્રમાં ગમે તેટલી વધારે સંખ્યા હોય છતાં જ્ઞાતિનો ધ્વંશજ થવાનો. પહેલા પત્રકમાં 'ધૃતકૌશિક' ને 'દક્ષસ' ગોત્રનાં કુટુંબની ને વસ્તીની સંખ્યા ઘણીજ ઓછી જણાય છે. ઇશ્વર, તે ગોત્રનો વિસ્તાર વધારી બીજાની સમાન કરે એટલુંજ ઇચ્છીને બેસી રહેવું ઇષ્ટ નથી; પણ એવી રીતે ક્ષીણ થતાં ગોત્રોમાં જે બંધુઓ હોય તેમની સ્થિતિ ખાસ સુધારવા તરફ લક્ષ આપવું જોઇએ. વસ્તીનું પ્રમાણ જોતાં જણાય છે કે સમસ્ત જ્ઞાતિમાં ૨૪૫૯ ની સંખ્યા ૪૭૭ કુટુબમાં વહેંચાઈ છે એટલે સરાસરી કુટુંબ દીઠ ૫·૧ વસ્તી આવે છે તે એકંદર જોતાં સારી લાગે છે. આ સરાસરી સંખ્યાના પ્રમાણમાં ધૃતકૌશિકની દર કુટુંબ દીઠ ૬·૭ વસ્તી આવે છે તે સર્વથી સારી છે; તેમજ પારાશરની પણ દર કુટુંબ ૬·૧ વસ્તી છે તે સંતોષજનક છે. પરન્તુ દક્ષસની દર કુટુંબ દીઠ ૨·૨ વસ્તી છે તે સર્વથી ઉતરતી છે. આ ઉપરથી એમ કરી શકાય કે ધૃતકૌશિકનું હાલ જે સરાસરી પ્રમાણ માલમ પડે છે તે જો કાયમ રહે તો ટુંક સમયમાં તે સારી વસ્તીવાળાં કુટુંબોની સમાન થઈ શકે.

હવે તેજ પત્રકમાં વિધવા, વિવાહિત ને કુંવારાંની સંખ્યા તરફ નજર કરીએ. આટલી ટુંકી જ્ઞાતિમાં વિધવાની સંખ્યા ૨૦૩ ની છે તે ખરેખર દિલગીરી ઉપજાવનારી ગણાય. તેનું પ્રમાણ જોતાં પણ જણાશે કે વસ્તીના પ્રમાણમાં સેંકડે ૮·૧ સંખ્યા વિધવાની છે; તેમજ કુટુંબના પ્રમાણમાં જોશું તો લગભગ ૨ કુટુંબે ૧ વિધવા માલમ પડે છે.

વિવાહિતની સંખ્યામાં પુરૂષ કરતાં સ્ત્રીની સંખ્યા એક ઓછી જોતાં આશ્ચર્ય તો થશે, પણ તેમાં બહુ આશ્ચર્ય પામવા જેવું નથી. સાંખ્યાયન ગોત્રમાં ઉમજ થએલા એક ગૃહસ્થે નાના તડમાંની (ખોરાસામાંની) એક કન્યા સાથે લગ્ન કર્યું છે એટલે તે ગૃહસ્થને વિધુર ન ગણતાં વિવાહિતજ ગણવા જોઇએ. અને નાના તડમાંની એ કન્યાને જ્ઞાતિમાં ગણી શકાય નહિ એટલે એકનો તફાવત રહે.

કુંવારાંની સંખ્યા તરફ જોશું તો ૫૮૦ કુંવારા છોકરા છે ને ૩૫૪ કુંવારી છોકરી છે. એટલે બધી છોકરીઓનો સંબંધ કરતાં પણ ૨૨૬ છોકરાને કુંવારા રહેવું પડે તેમ છે. વળી વિધુરની સંખ્યા ૯૭ છે તેમાંથી પણ થોડા પરણી શકે તેવી સ્થિતિમાં છે, એટલે વધારે છોકરાઓને કુંવારા રહેવાની ફરજ પડશે. પાંચ વર્ષના ગાળામાં લગભગ ૧૫૦ કન્યાઓનો જન્મ થાય એમ ધારીએ,તો પણ લગભગ ૭૬ છોકરાઓને કુંવારા રહેવું પડશે. આ સ્થિતિ સુધારવાને મને બે ઉપાય સૂઝે છે. (૧) શહેરમાં વસતાં કુટુંબોમાંની સ્ત્રીઓ બળહીન થતી જાય છે તે યોગ્ય ઉપાયોથી અટકાવવું. (૨) કન્યાના બાપે પોતાની પુત્રીનો સંબંધ કરતી વખતે વરની ઉમ્મર ઓછામાં ઓછી ૭ વર્ષની વધારે રાખવી. શ્રીયુત આવસથીએ પાંચ વર્ષનો ફરક રાખવા જણાવ્યું છે તે, હાલમાં સમાન ઉમ્મરના ઘણા સંબંધ થાય છે તેથી કંઇ પણ સુધારો થાય તો ઠીક એમ ધારીને જણાવ્યું છે. પણ જ્યારે આ પત્રકમાંના આંકડા આપ જોશો ત્યારે તેથી પણ વિશેષ ફેર રાખવાની અગત્ય જણાશે. આ, જે ઉમ્મરનો ફરક રાખવાનું જણાવ્યું છે તે ખાસ કરીને કન્યાના વડિલોએ પોતાના, પોતાની પુત્રીના ને જ્ઞાતિના હિત માટે ધ્યાનમાં રાખવા જેવું છે. આ પ્રમાણે વિચારશીલ બંધુઓને આ પત્રકમાંથી ઘણું જોવાનું, જાણવાનું ને વિચારવાનું મળી શકશે; તેમજ તે ઉપરથી યોગ્ય ઉપાયો લેવાનું પણ બની શકશે.

પહેલા પત્રકમાંથી જુદાં જુદાં તારવી કાઢેલાં ત્રણ વિભાગનાં ત્રણ પત્રકોમાં પણ ઉપર લખેલી ઘણી હકીકત સામાન્ય થઇ પડે તેમ છે. તેમજ ત્રણેને માટે વિશેષ લખતાં વિસ્તાર વધી જાય તેમ છે માટે તે ત્રણે માટે ઘણુંજ ટુંકમાં લખવું યોગ્ય ધાર્યું છે.

ગુજરાત વિભાગમાં દશમાંથી નવ ગોત્ર રહ્યાં છે ને તેમાં પણ 'દક્ષસ' નષ્ટ થવાની તૈયારીમાં છે, કારણકે તેમાં ફક્ત એક વિધવા બાઇ રહી છે. તે જતાં આઠ ગોત્રજ રહેવાનાં. 'માંડવ્ય' ને 'ભાર્ગવ' માંની

સંખ્યા પણ ઘણીજ નાની છે. તેમાંનું વસ્તીનું પ્રમાણ પણ દિલગીરી ઉપજાવનારૂંજ છે. પરન્તુ 'પારાશર' ગોત્રનું વસ્તીનું પ્રમાણ દર કુટુંબ દીઠ ૬.૭ આવે છે તે સૌથી સારૂં છે.

હાલાર વિભાગ તરફ દૃષ્ટિ કરતાં તે વિભાગમાં પણ નવજ ગોત્ર જણાય છે. જેમાં દક્ષસ ગોત્રનું વસ્તીનું પ્રમાણ ઘણું ઓછું છે. પ્રૉફેસર શ્રીયુત હરિલાલે આજથી ૭ વર્ષ પહેલાં આ વિભાગનું વસ્તી પત્રક કર્યું, ત્યારે તેમાં ૧૩૨ કુટુંબ ને ૬૨૧ માણસની વસ્તી હતી. તે ઘટીને આજે ૯૭ કુટુંબ ને ૫૬૫ માણસની વસ્તી રહી છે. કદાપિ ભૂલને લીધે કોઈ કુટુંબની નોંધ લેવાનું રહી ગયું હોય તો તે બનવા યોગ્ય છે, પણ ૩૫ કુટુંબની નોંધ લેવાનું રહી જાય એ સંભવિત લાગતું નથી. એટલે તેમાં ઘટાડો થયો છે એ ચોક્કસ થાય છે.

ઉત્તર હિંદ વિભાગની સ્થિતિ બધા કરતાં ઉતરતી છે. તેમાં નવ ગોત્ર છે, તેમાંથી સાંખ્યાયન, કૌશિક, ભાર્ગવ ને દક્ષસ એ ચાર ગોત્રની વસ્તી ઘણી ઓછી છે. કાળાંતરે તેમની કઈ સ્થિતિ થશે તે વિચારવા જેવું છે.

× × × × × × ×

આપણી જ્ઞાતિ વિદ્યોપજીવી ગણાય છે છતાં કેટલાક બંધુઓને તો પોતાના વેદ ને શાખાનું પણ ભાન નથી, અને પ્રવરનાં નામ તો ઘણાના જાણવામાં નથી; તેથી તે સમજાવનારૂં પત્રક નીચે આપ્યું છે.

## વેદ, શાખા, ગોત્ર ને પ્રવર બતાવનારૂં પત્રક.

| વેદનું નામ. | શાખાનું નામ. | ગોત્રનું નામ. | પ્રવરનાં નામ. |
|---|---|---|---|
| યજુર્વેદ. | માધ્યંદિની. | કશ્યપ. | કશ્યપ, અવત્સાર ને નૈધ્રુવ. |
| ,, | ,, | કૌશિક. | વિશ્વામિત્ર, ઉદ્દાલક ને દેવરાત–જ. |
| ,, | ,, | પારાશર. | વશિષ્ઠ, શક્તિ ને પારાશર. |
| ,, | ,, | વચ્છસ. (વત્સ) | વચ્છસ, ચ્યવન, ઔર્વ, આપ્લવાન ને જમદગ્નિ. (ભાર્ગવ, ચ્યાવન, ઔર્વ, આપ્નવાન ને જામદગ્ન્ય) |
| ,, | ,, | ભારદ્વાજ. | ભારદ્વાજ, આંગીરસ ને બાર્હસ્પત્ય. |
| ,, | ,, | સાંખ્યાયન. | સાંખ્યાયન, કાત્યાયન ને માલ્યવાન. |
| ,, | ,, | માંડવ્ય. | માંડવ, ચ્યવન, ઔર્વ, આપ્લવાન ને જમદગ્ન. |
| ,, | ,, | ધૃતકૌશિક. | ( વિશ્વામિત્ર ને ધૃતકૌશિક ) |
| ,, | ,, | દક્ષસ. | (ધર્મસિંધુ, નિર્ણયસિંધુ, પ્રવરાધ્યાય વગેરેમાં જોતાં પણ પ્રવરનાં નામ જાણવામાં આવ્યાં નથી. ) |
| ઋગ્વેદ | અશ્વલાયની | ભાર્ગવ. | ભાર્ગવ, ચ્યાવન, ઔર્વ, આપ્નવાન ને જામદગ્ન્ય. |

ઉપરના પત્રક ઉપરથી જણાયું હશે કે આપણી આખી જ્ઞાતિમાં બે વેદ, બે શાખા, અને દશ ગોત્ર છે ગોત્ર ને પ્રવરનાં નામ હાલમાં બોલાય છે તેજ આપ્યાં છે. ધર્મસિંધુ, નિર્ણયસિંધુ, પ્રવરાધ્યાય, વગેરે જોતાં, હાલમાં બોલાય છે તે નામોમાં સહજ ફેર જણાય છે; પણ બહુ ફેર નહિ હોવાથી બોલાતાં નામજ કાયમ રાખ્યાં છે. પરન્તુ જ્યાં ઘણો ફેર જણાયો છે ત્યાં નીચે કૌંસની અંદર ધર્મસિંધુ પ્રમાણે નામ આપ્યાં છે. આવો ફેર વચ્છસ ને ધૃતકૌશિક એ બે નીચેજ જણાશે. ધૃતકૌશિકનાં તો પ્રવરોની સંખ્યામાં પણ તફાવત છે. હાલમાં તેનાં પ્રવર ત્રણ બોલાય છે; પણ તેને માટે ધર્મસિંધુમાં **घृतकौशिकानां वैश्वामित्र-घृतकौशिकेतिद्वौ ।** એ પ્રમાણે લખે છે. દક્ષસનાં પ્રવર તો કોઇ પણ સ્થળે જણાતાં નથી.

× × × × ×

અવટંક વિષે તો હવે નિયમજ રહ્યો નથી. કારણ કે પોતાની અવટંક ગમે તેવી રીતે ઘણા ખરા લખાવે છે. વળી બહુાવટંક તો ઘણાં ગોત્રમાં છે; એટલે ગોત્ર ને અવટંકનું પત્રક આપ્યું નથી.

    

કુટુંબ દીઠ સંખ્યા જોવા જતાં આપણી વધારે ખરાબ સ્થિતિ છે તે નીચેના પત્રક ઉપરથી જણાશે.

# વસ્તીના પ્રમાણમાં કુટુંબોની સંખ્યા બતાવનારૂં પત્રક.

| | ગુજરાતમાં. | હાલારમાં. | ઉત્તરહિંદમાં. | કુલ્લ. |
|---|---|---|---|---|
| ૧૭ માણસની વસ્તીવાળાં કુટુંબો— | ૧ | ૨ | ૦ | ૩ |
| ૧૬ ,, ,, ,, | ૨ | ૦ | ૦ | ૨ |
| ૧૫ ,, ,, ,, | ૩ | ૨ | ૦ | ૫ |
| ૧૪ ,, ,, ,, | ૨ | ૦ | ૦ | ૨ |
| ૧૩ ,, ,, ,, | ૫ | ૧ | ૦ | ૬ |
| ૧૨ ,, ,, ,, | ૨ | ૩ | ૨ | ૭ |
| ૧૧ ,, ,, ,, | ૪ | ૩ | ૦ | ૭ |
| ૧૦ ,, ,, ,, | ૯ | ૨ | ૨ | ૧૩ |
| ૯ ,, ,, ,, | ૯ | ૫ | ૨ | ૧૬ |
| ૮ ,, ,, ,, | ૧૫ | ૮ | ૪ | ૨૭ |
| ૭ ,, ,, ,, | ૨૫ | ૭ | ૪ | ૩૬ |
| ૬ ,, ,, ,, | ૩૫ | ૧૦ | ૧૦ | ૫૫ |
| ૫ ,, ,, ,, | ૪૩ | ૧૫ | ૧૦ | ૬૮ |
| ૪ ,, ,, ,, | ૪૪ | ૧૩ | ૧૪ | ૭૧ |
| ૩ ,, ,, ,, | ૩૮ | ૯ | ૧૩ | ૬૦ |
| ૨ ,, ,, ,, | ૩૬ | ૧૦ | ૧૩ | ૫૯ |
| ૧ ,, ,, ,, | ૨૪ | ૭ | ૯ | ૪૦ |
| કુટુંબની કુલ્લ સંખ્યા. | ૨૯૭ | ૯૭ | ૮૩ | ૪૭૭ |

ઉપરના પત્રક ઉપરથી જણાશે કે આપણી જ્ઞાતિમાં ફક્ત ૪૭૭ કુટુંબો છે, તેમાં પણ ૧, ૨, ને ૩ માણસની વસ્તીવાળાં ૧૫૯ કુટુંબો છે; જે કુલ્લ કુટુંબોનો ત્રીજો ભાગ છે. આવી સ્થિતિવાળી જ્ઞાતિ માટે કંઇ પણ ઉપાય લેવામાં ન આવે તો આખરે તેની કઇ સ્થિતિ આવે એ સમજાવવું પડે તેમ નથી.

* * * * * *

આપણી જ્ઞાતિ પ્રાચીન કાળથી વિદ્યોપજીવી ગણાતી આવી છે તેની હાલમાં વિદ્યાના સંબંધમાં કેવી સ્થિતિ છે તે તપાસીએ. વિદ્યોપજીવી જ્ઞાતિમાં નિરક્ષરતો કોઇ નજ હોવું જોઇએ; છતાં ગુજરાત વિભાગમાંનો સ્ત્રીવર્ગનો મોટો ભાગ નિરક્ષર માલમ પડે છે. હાલાર વિભાગમાં તેવી સંખ્યા ઘણીજ નાની છે ને ઉત્તર હિંદની તો તે સંબંધી માહિતી મળી શકીજ નથી. પુરૂષ વર્ગ તરફ દ્રષ્ટિ કરતાં ગુજરાત વિભાગમાં ઘણો ભાગ ગુજરાતી ૪–૫ ધોરણ ભણી, સંસ્કૃત એક બુક શીખી અભ્યાસ બંધ કરતો હતો, તેમાં હવે કેટલેક દરજ્જે જાગૃતિ આવી છે એ તેની ઉન્નતિનું ચિહ્ન છે. હાલાર વિભાગમાં પણ કેટલાએક સારી રીતે અભ્યાસ ન કરતાં કંટાળીને અધુરો અભ્યાસ મુકી દઈ પોતાની જીંદગી ખરાબ કરે છે. ઉત્તરહિંદ સંબંધી તો એ સંબંધી માહિતી મળીજ નથી, એટલે હવે ફક્ત ગુજરાત ને હાલાર એ બે સંબંધીજ વિચારશું.

ત્યારે હવે જેમણે સારી વિદ્યા પ્રાપ્ત કરી છે, તેમજ જેઓ પ્રસિદ્ધિને પામ્યા છે તેમના સંબંધી તપાસીએ.

# ચાંદ, ખેતાબ. ને ડીગ્રીવાળા જ્ઞાતિબંધુઓનું નામવાર લીસ્ટ.

## ગુજરાત વિભાગ.

| | ચાંદ વગેરે મેળવનારનાં નામ. | ચાંદ, ખેતાબ કે ડીગ્રીમાંથી જે મેળવ્યું હોય તેનું નામ. | મેળવનારનું વતન |
|---|---|---|---|
| શ્રીયુત | નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ | એમ. એ., એસ. ટી. સી. | ભાવનગર. |
| ,, | ભાનુશંકર કેશવલાલ પાઠક | બી. એ., એલએલ. બી. (આગળ સોલીસીટરનો અભ્યાસ કરે છે.) | નાનીખોરૂ |
| ,, | રામનારાયણ વિશ્વનાથ પાઠક | બી. એ., એલએલ. બી. | ભોળાદ |
| ,, | દેવશંકર કાળીદાસ ભટ્ટ | બી. એ., એલ. ટી. | ભાવનગર |
| ,, | હરિલાલ ભાણશંકર પંડ્યા | બી. એ. | બરવાળા |
| ,, | ચુનીલાલ ઇશ્વરજી ભટ્ટ | ,, | પચ્છેગામ |
| ,, | મોહનલાલ રેવાશંકર પાઠક | ,, | ભાવનગર |
| ,, | અમૃતલાલ દેવનાથ પંડ્યા | ,, | બરવાળા |
| ,, | વાસુદેવ દેવનાથ પંડ્યા | ,, | ,, |
| ,, | મોહનલાલ શંકરલાલ જોશી | ,, | નાનીખોરૂ |
| ,, | *લક્ષ્મીશંકર નર્મદાશંકર ભટ્ટ | ,, | ભાવનગર |
| ,, | *ગજાનન ઉમીયાશંકર ભટ્ટ | ,, | પચ્છેગામ |
| ,, | છગનલાલ રામચંદ્ર ભટ્ટ | બી. સીએમ. (કોમર્શીઅલ ડીગ્રી છે.) | ભાવનગર |
| ,, | સવાઇલાલ ગીરધરલાલ પંડ્યા | એલ. સી. ઈ. | બરવાળા |
| ,, | રામભટ પીતામ્બર ભટ્ટ | ભીષગ્વર, એ. એ. એમ. એસ. | રોજકા |
| ,, | જેઠાલાલ મોરારજી મહેતા | ,, ,, | જવારજ |
| ,, | રતિલાલ કેશવલાલ પાઠક | જી. બી. વી. સી. (વેટરીનરી સરજન) | નાનીખોરૂ |
| ,, | ભગવાનલાલ રામચંદ્ર ભટ્ટ | એચ. એ. (હોસ્પીટલ એસિસ્ટંટ) | ભાવનગર |
| ,, | નંદલાલ અમરજી પાઠક | એસ. એ. એસ. (સબ્ એસિસ્ટંટ સરજન) | ભોળાદ |

આ ઉપરાંત ભોળાદવાળા રા. ગજાનન વિશ્વનાથ પાઠકે 'આર્કિટેકટ'ની ડીગ્રી લીધેલી છે, બરવાળાના મોહનલાલ ભાણશંકર પંડ્યા હોમીઓપેથીક ડોકટર છે, વારણાના રા. વાસુદેવ શંકરલાલ શુકલને રાજકોટ ટ્રેનિંગ કોલેજમાંથી ઉત્તમ શિક્ષણ બદલ 'ચાંદ' મળેલો છે, જવારજના રા. મોહનલાલ નાગરલાલ મહેતાને અમદાવાદની ટ્રેનિંગ કોલેજમાંથી ઉત્તમ શિક્ષણ બદલ 'હોપ મેડલ' ને સારી ભાષા બદલ 'મહીપતરામ મેડલ' મળેલા છે, ગઇ પાંચમી સાહિત્ય પરિષદ્ તરફથી નાનીખોરૂના દયાશંકર ભાઇશંકર શુકલને સોના રૂપાનો મિશ્ર એક 'ચાંદ' મળેલો છે; તેમજ તેજ પરિષદ્ તરફથી પચ્છેગામના શ્રીયુત દેવશંકર વૈકુંઠજી ભટ્ટને આપણી જ્ઞાતિમાંનાં માંગલિક ગીતો એકત્ર કરીને સુવ્યવસ્થિત રીતે ગોઠવવા બદલ એક ચાંદીનો 'ચાંદ' મળેલો છે, અને તેજ પરિષદ્ તરફથી ભોળાદના રા. જયન્તીલાલ મોરારજી મહેતાને જૂના સિક્કા શોધીને મોકલવા બદલ એક ચાંદીનો 'ચાંદ' મળેલો છે; પચ્છેગામના રા. ઉમીયાશંકર ભાઇશંકર ભટ્ટને 'પ્રેકટીકલ ફાર્માસીસ્ટ'ની ડીગ્રી મળેલી છે અને પચ્છેગામના રા. નાનાલાલ જેઠાલાલ ભટ્ટે વડોદ્રા સ્ટેટની 'ડિપ્લોમા ઓફ્ આર્ટ'ની પરીક્ષા પસાર કરી સર્ટિફિકેટ મેળવ્યું છે.

---

* આ નિશાનીવાળા બંને બંધુઓએ આ વર્ષમાં બી. એ. ની પરીક્ષા આપી હતી. તેનું પરિણામ જો કે સં. ૧૯૭૨ ના જેઠ શુદી ૧ પછી બહાર પડયું છે અને આ રિપોર્ટમાંનાં બધાં પત્રકો ને ડિરેક્ટરી જેઠ શુદી ૧ ના રોજ જે સ્થિતિ હતી તેપરથી તૈયાર કરેલ છે, છતાં તેમણે અગાઉ પરીક્ષા આપેલી તેથી તેમનાં નામ અત્રે આપવાં યોગ્ય ધાર્યાં છે. દ. ભા.

આજ પ્રમાણે હાલાર વિભાગ તરફ દૃષ્ટિ કરીએ

## હાલાર વિભાગ.

| ચાંદ વગેરે મેળવનારનાં નામ | ચાંદ, ખેતાબ કે ડીગ્રીમાંથી જે મેળવ્યું હોય તેનું નામ | મેળવનારનું વતન |
|---|---|---|
| શ્રીયુત પ્રભાશંકર દલપતરામ પટ્ટણી | સી. આઇ. ઇ., કે. સી. આઇ. ઇ. | મોરબી |
| ,, *શંકરલાલ માહેશ્વર શાસ્ત્રી | મહા મહોપાધ્યાય, કવિ શિરોમણિ | ,, |
| ,, વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય | બી. એ., બારીસ્ટર એટ–લો., જે. પી. | મુંબઇ |
| ,, હરિલાલ માધવજી ભટ્ટ | એમ. એ. | બાબરા |
| ,, અનંતરાય પ્રભાશંકર પટ્ટણી | એમ. એ. (કેમ્બ્રીજ) | મોરબી |
| ,, મણિશંકર રત્નજી ભટ્ટ | બી. એ. | બાબરા |
| ,, વિશ્વનાથ માધવજી ભટ્ટ | ,, | લીલીઆ |
| ,, ચંપકલાલ હરિદત્ત શાસ્ત્રી | ,, | જૂનાગઢ |
| ,, મગનલાલ કેશવલાલ મુલાણી | ,, | વસાવડ |
| ,, હરિલાલ મૂળશંકર મુલાણી | ,, | અમરેલી |
| ,, ચંદુલાલ જટાશંકર મહેતા | ,, (એલએલ. બી.નો અભ્યાસ કરે છે.) | લીલીઆ |
| ,, પોપટભાઈ પ્રભુરામ વૈદ્ય | એલ. એમ. એન્ડ. એસ., જે. પી. | મુંબઇ |
| ,, વિઠ્ઠલરાય માધવજી ભટ્ટ | એલ. એમ. એન્ડ. એસ. (આગળ પૃથક્કરણનું કામ શીખે છે.) | લીલીઆ |
| ,, જયન્તીલાલ ચકુભાઈ ભટ્ટ | એલ. એમ. એન્ડ. એસ. | મોરબી |
| કેશવલાલ ઝીણારામ ભટ્ટ | ભીષગ્વર, એ. એ. એમ. એસ. | ભાયાવદર |
| ,, રતિલાલ પોપટભાઈ વૈદ્ય | ,, ,, | મુંબઇ |
| ,, ભગવાનદાસ જીવનરામ પટ્ટણી | એચ. એ. | જૂનાગઢ |
| ,, ભક્તિપ્રસાદ કૃષ્ણજીવન | એચ. એ. | ,, |

એ ઉપરાંત શ્રીયુત લક્ષ્મીદાસ આદિત્યરામ વ્યાસ સંગીતના પ્રોફેસર છે, શ્રીયુત જુગતરામ શંકરપ્રસાદ, શ્રીયુત પ્રાણશંકર હીરજી ને શ્રીયુત દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી એ ત્રણ જણાએ 'પ્રેકટીકલ ફાર્માસીસ્ટ'ની ડીગ્રી લીધેલી છે ને શ્રીયુત ભગવાનલાલ ગીરજાશંકરે કોમર્સ ને એકાઉન્ટન્સીનાં સર્ટિફિકેટ લીધાંછે.

અને ઉત્તર હિંદમાંના ઝાલરાપાટણના વતની શ્રીયુત ગિરિધર શર્માને નવરત્ન, વિદ્યાવાચસ્પતિ ને સિદ્ધાન્તભૂષણની પદવીઓ મળેલી છે. તે સિવાય ઉત્તરહિંદની હકીકત ઉપલબ્ધ થઇ નથી.

ઉપરની બધી હકીકતથી સમજાયું હશે કે ગુજરાતમાં પુરૂષની સંખ્યા ૮૧૨ છે તેમાં ૧૭૬ બાળક છે, અને હાલારમાં પુરૂષની સંખ્યા ૩૦૩ની છે તેમાં ૫૫ બાળક છે. એટલે બાકી રહેલી સંખ્યાના પ્રમાણ તરફ જોતાં હાલાર વિભાગ વિશેષ સારે દરજ્જે જણાય છે. કેળવણીમાં તે ગુજરાત કરતાં આગળ છે ખરો, પણ વિદ્યોપજીવી જ્ઞાતિના પ્રમાણમાં તે કેળવાએલો નજ કહેવાય.

હવે તેના ભાષા જ્ઞાન તરફ નજર કરીએ. અગાઉ બતાવ્યા પ્રમાણે ગુજરાત ને હાલાર એ બંને વિભાગમાં પુરૂષમાંથી તો કોઇ નિરક્ષર છેજ નહિ; ફક્ત સ્ત્રીઓમાં હાલાર કરતાં ગુજરાતમાં વિશેષ નિરક્ષર છે. અંગ્રેજી ભાષાનું જ્ઞાન સ્ત્રીઓમાં ઘણાજ થોડા પ્રમાણમાં છે, તેમાં પણ હાલાર આગળ છે. હવે ગુજરાતી સિવાય બીજી ભાષાઓનું જ્ઞાન જ્ઞાતિમાંના પુરૂષોમાં કેટલું છે તે તપાસીએ.

---

* આ પૂજ્ય શાસ્ત્રીજીનું નામ વિદેહી પુરૂષોના જીવન ચરિત્રોની રૂપરેષામાં જોયા પછી અત્રે જોતાં આશ્ચર્ય થશે; પણ કહેવું જોઇએ કે સં. ૧૯૭૨ના જેઠ સુદી ૧ના રોજની આ રિપોર્ટમાં સ્થિતિ છે; એટલે શાસ્ત્રીજીનું નામ અત્રે આવવુંજ જોઇએ. અને જીવનચરિત્રમાં તો રિપોર્ટ પ્રકટ કરતા પહેલાં તેઓ કૈલાસવાસી થયા માટે તેમના જીવનની રૂપરેષા આપવી યોગ્ય ધારી છે. ક. ભા.

## ગુજરાતી સિવાય બીજી ભાષાઓનું જ્ઞાન કયા પ્રમાણમાં છે તે બતાવનારૂં પત્રક.

| ભાષાનું નામ | ભાષા જાણનારની સંખ્યા. | | |
|---|---|---|---|
| | ગુજરાતમાંની સંખ્યા | હાલારમાંની સંખ્યા | કુલ્લ સંખ્યા |
| અંગ્રેજી | ૧૬૬ | ૧૧૨ | ૨૭૮ |
| સંસ્કૃત | ૧૭૫ | ૯૧ | ૨૬૬ |
| મરાઠી | ૧૫ | ૧૬ | ૩૧ |
| હિંદી | ૨૨ | ૧૫ | ૩૭ |
| બંગાળી | ૬ | ૭ | ૧૩ |
| ફારસી | ૦ | ૩ | ૩ |
| તૈલંગી | ૦ | ૧ | ૧ |
| કાનડી | ૦ | ૧ | ૧ |
| ફ્રેંચ | ૦ | ૩ | ૩ |
| ગ્રીક | ૦ | ૧ | ૧ |
| લેટીન | ૦ | ૧ | ૧ |
| જાપાની | ૧ | ૦ | ૧ |

ઉપરના પત્રક ઉપરથી સમજાયું હશે કે આપણી જ્ઞાતિ નવા જમાનાને અનુસરીને બીજી ભાષાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં પણ થોડે અંશે સફળ થઇ છે. પણ આટલેથી સંતોષ માનવાનો નથી. અગાઉ આપણામાં પ્રખર પંડિતો થઇ ગયા છે, તેમ હાલમાં જમાનાને અનુસરતું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરી, જ્ઞાતિની મહત્તા જાળવી રાખવા પ્રયત્ન કરવો જોઇએ. હાલારમાં જે ગુજરાત કરતાં પ્રમાણમાં સારી સંખ્યા માલમ પડે છે તે, તે વિભાગમાં અગાઉ સારો ઉત્સાહ હતો તેનું પરિણામ છે; પરન્તુ હાલમાં તે મંદ પડયો જણાય છે. જો તે મંદતા તરફ બંધુઓ લક્ષ નહિ આપે, તો હાલમાં ભાલ દેશમાં વસતા આપણા બંધુઓની વિદ્યામાં ને ધનમાં નબળી સ્થિતિ માલમ પડે છે તેવી સ્થિતિ આવશે.

* * * * *

હવે જ્ઞાતિની પ્રવૃત્તિ સંબંધી કેવી સ્થિતિ છે તે તપાસીએ.

## પ્રવૃત્તિ સંબંધી માહીતી આપનારૂં પત્રક.

| પ્રવૃત્તિનું નામ | પ્રવૃત્તિમાં રોકાએલા પુરૂષોની સંખ્યા. | | |
|---|---|---|---|
| | ગુજરાતમાંની સંખ્યા. | હાલારમાંની સંખ્યા. | કુલ્લ સંખ્યા. |
| વૈદું, કથા ને જ્યોતિષ | ૧૨૧ | ૯૧ | ૨૧૨ |
| પારમાર્થિક | ૨ | ૦ | ૨ |
| વ્યાપાર | ૩૧ | ૧૦ | ૪૧ |
| વકીલાત | ૧ | ૧ | ૨ |
| હુન્નર–ઉદ્યોગ | ૧ | ૧ | ૨ |
| શિક્ષક | ૯૪ | ૧૫ | ૧૦૯ |
| બીજી નોકરી | ૧૩૬ | ૩૪ | ૧૭૦ |
| વિદ્યાભ્યાસ | ૨૭૬ | ૯૧ | ૩૬૭ |
| અનિશ્ચિત | ૪ | ૦ | ૪ |
| કુલ્લ | ૬૬૬ | ૨૪૩ | ૯૦૯ |
| ધંધા વગરના | ૬ | ૩ | ૯ |
| વાનપ્રસ્થ જીવન ગાળનારા | ૪ | ૨ | ૬ |
| બાળક | ૧૩૬ | ૫૫ | ૧૯૧ |
| કુલ્લ | ૮૧૨ | ૩૦૩ | ૧૧૧૫ |

વૈદું, કથા ને જ્યોતિષ એ આપણી જ્ઞાતિનો પરાપૂર્વનો ધંધો ગણાય છે, અને તેમાં આજે પણ વધારે સંખ્યા રોકાએલી જણાય છે; પણ તેથી સંતોષ પામવા જેવું નથી. કારણકે અગાઉ એ ધંધામાં આપણા પૂર્વજોએ ઉત્તમ કાર્ય કરી જે પ્રસિદ્ધિ મેળવી હતી તેવી પ્રસિદ્ધિ મેળવી શકે એવી સંખ્યા હાલમાં ઘણીજ ઓછી છે. ઉપરના પત્રકમાં પરાપૂર્વના ધંધામાં મોટી સંખ્યા હાલમાં દેખાય છે, પણ તે બધાજ પોતાના ધંધામાં જોઇએ તેવા પ્રવીણ થએલા નથી. કેટલાએકને તો તે ધંધામાં પોતાનું ગુજરાન ચલાવવા જેટલું પણ પ્રાપ્ત થતું નથી. આ શું બતાવી આપે છે? જમાનાને અનુસરીને આપણે જોઇએ તે પ્રમાણમાં આગળ વધી શક્યા નથી. જમાનો જેમ કેળવાતો જાય છે તેમ આપણે પણ તેમાં આગળ વધવાની અગત્ય છે. આપણા પરાપૂર્વના ધંધામાં ૨૧૨ રોકાએલા છે, તેમાં ૧૮ જમાનાને અનુસાર વિદેશીય વૈદકનું જ્ઞાન પ્રાપ્ત કરનારા છે. દેશી વૈદકની સાથે જમાનાને અનુસરતું વિદેશીય જ્ઞાન પ્રાપ્ત કરે તો તેઓ પોતાના ધંધામાં અવશ્ય ફત્તેહ મેળવી શકે. શિક્ષકના ધંધામાં પણ મોટી સંખ્યા જણાય છે. જો કે તે આપણો બ્રાહ્મણનોજ ધંધો છે, પણ તેમાંએ સારી જગા ઉપર થોડા છે. કુલ્લ ૧૦૯ તેમાં રોકાયા છે, તેમાં ૧૧ સંસ્કૃત શાળાના, ૧૮ અંગ્રેજી શાળાના ને ૮૦ ગુજરાતી શાળાના શિક્ષકો છે.

એકંદર સ્વતંત્ર પ્રવૃત્તિમાં ૨૪૧ ને પરતંત્ર પ્રવૃત્તિમાં ૨૯૭ બંધુઓ રોકાએલા છે. દિન પરદિન સ્વતંત્ર પ્રવૃત્તિની સંખ્યામાં ઘટાડો થતો જાય છે એ શોચનીય છે. અત્રે આ વિષયને લગતું, આપણી જ્ઞાતિમાંના એક વિદ્વાન બંધુએ કહેલું યાદ આવે છે.

" છે પ્રશ્નોરા કુશળ બહુધા વૈદ્યવિદ્યા કથામાં,
છે પ્રશ્નોરા કુશળ બહુધા કાવ્યને ગૂંથવામાં;
છે પ્રશ્નોરા શીથીલ બહુધા દ્રવ્યને સાધવામાં,
છે પ્રશ્નોરા શીથીલ બહુધા સ્વાર્થને સાધવામાં."

ઉપરોકત કથન એક શુભ પ્રસંગે ઘણા બંધુઓ સમક્ષ થયું હતું, અને તેજ સમયે તેનો વિસ્તાર કરવાને પણ સૂચવેલુ; પુનઃ મેં વિનંતી પણ કરેલી. જો તે વિસ્તારને પામ્યું હોત તો જ્ઞાતિની હકીકત ટુંકમાં પણ મુદ્દાસર આવી જાત.

× × × × × ×

દરેક પત્રક વિષે વિસ્તારથી લખતાં રિપોર્ટનું કદ ઘણું મોટું થઇ જાય, વળી કાગળની મોંઘવારી, ને સુજ્ઞ બંધુઓ જોઇએ તે પત્રક ઉપરથી સમજી શકે તેમ છે; એ બધું વિચારતાં પત્રકોનું અવલોકન ટુંકમાં દર્શાવ્યું છે. બાકી પત્રકો ઉપરથી ઘણું જોઇને વિચારી શકાય તેમ છે. વિચારશીલ બંધુઓ તે કાર્ય કરી લેશે એમ ધારી તત્સંબંધે વિરમું છું.

× × × × × ×

આ વસ્તીપત્રકના કાર્ય સાથે સાત વંશવૃક્ષો પ્રકટ કર્યાં છે. તેમાં ગુજરાત વિભાગમાંના પચ્છેગામમાં વસતા ને ઉત્તર હિંદમાં વસતા કશ્યપ ગોત્રવાળા બંધુઓનું એક છે; ભાવનગરમાં વસતા પારાશરીનું એક છે; ભાવનગર ને બાઢીપડવામાં વસતા ભારદ્વાજીનું એક છે; નાનીખોરૂ, વારણા, બરવાળા, ભાવનગર, કુંડલા ને જયપુરમાં વસતા શુકલનું એક છે; બરવાળાના પંડયાનું એક છે; હાલાર વિભાગના પારાશરીનું એક છે; અને હાલાર વિભાગના ભારદ્વાજીનું એક છે. એ વંશવૃક્ષની નકલો કાગળની મોંઘવારીને લીધે ઘણીજ થોડી કઢાવી છે, એટલે તેની નકલો રિપોર્ટમાં ચોંટાડવામાં આવી નથી. જે જે કુટુંબનાં એ વંશવૃક્ષો હશે તે તે કુટુંબમાં દરેક ઘેર તેની એકેક નકલ વિનામૂલ્યે આપવાનું નક્કી કર્યું છે. તેમજ આ વસ્તી પત્રકને અંગે જે બંધુઓએ મદદ કરી છે તેમને, અને જ્ઞાત્યુન્નતિ માટે જે બંધુઓ પ્રયત્ન કરી રહ્યા છે તેમને તે વંશવૃક્ષોની નકલો ભેટ આપવા નિશ્ચય કર્યો છે. જ્ઞાતિની સ્થિતિથી વાકેફ ન હોય તેવા બંધુઓને તે વંશવૃક્ષોની જરૂર જણાય તો ખબર આપવી. શીલકમાં હશે તે પ્રમાણે વ્યવસ્થા થશે.

* * * * *

વસ્તી પત્રકનો આરંભ તો સં. ૧૯૭૧ ના ચૈત્ર માસથી કર્યો હતો, પણ જ્ઞાતિસ્વભાવને લીધે તેની હકીકત મેળવવાનું કાર્ય સં. ૧૯૭૨ના વૈશાખમાં લગભગ પૂર્ણ થયું. તેથી સંવત્ ૧૯૭૨ના જેઠ સુદી ૧ના રોજ મળેલી હકીકત પરથી પત્રકો તારવવાનું કામ હાથમાં લીધું. ઘણાંજ થોડાં ફોરમો દિવાળી લગભગ આવ્યાં હતાં એટલે તેમાં બહુ ફેર નહિ જણાય એમ ધારી સં. ૧૯૭૨ના જેઠ સુદી ૧નો દિવસ ડિરેકટરીને માટે ચોક્કસ ધાર્યો છે. એટલે તે દિવસ પછી થએલા ફેરફાર આ રિપોર્ટમાં જોવામાં નહિ આવે.

ગુંજરાત, હાલાર ને ઉત્તર હિંદમાં આજ સુધીમાં જન્મ મરણ ઘણાં થયાં હશે, પણ તેની ચોક્કસ માહિતી મળી નથી એટલે તે આપી નથી. થોડાં મરણોની ખબર મળી છે, પણ તેટલી આપવી એ ઠીક નથી; કારણકે થોડી ખબર આપવી ને થોડી ન આપવી એ ઠીક ન ગણાય. આ કારણથી એ સંબંધે કંઇ નજ લખવું એમ ધાર્યું છે.

હવે સંવત્ ૧૯૭૨ના જેઠ સુદિ ૧ના રોજ જ્ઞાતિમાં કયાં કયાં માણુસો છે તે નામવાર તપાસીએ.

---

# ડિરેકટરી.

ડિરેકટરીમાંનાં નામ, વિભાગ, ગામ ને ગોત્રવાર ગોઠવવામાં આવ્યાં છે. અને વિભાગ, ગામ ને ગોત્રનો ક્રમ કક્કાવારી પ્રમાણે રાખ્યો છે.

ગોત્રમાં પણ પહેલાં મોટા ભાઇનાં કુંટુંબનાં નામ અને પછી નાના ભાઇનાં કુટુંબનાં નામ એ ક્રમ બહુધા જાળવ્યો છે; પરન્તુ જેમનાં વંશવૃક્ષની કે બીજી કોઇ રીતની માહિતી મળી શકી નથી; તેમનાં નામોમાં એ ક્રમ સાચવી શકયો નથી. દરેક નામ પછી જે કૌંસમાં ઉમ્મર આપવામાં આવી છે તે લગભગ (આશરે) છે એમ સમજવું; કારણકે કેટલાંક કુટુંબનાં ફોરમ બીજાઓને પૂછીને ભરવાં પડયાં છે, તેમજ આ કામનો આરંભ લગભગ વર્ષથી થયો છે તેમાં કેટલાંક કુટુંબનાં ફોરમ શરૂઆતમાં ભરાયાં છે અને કેટલાંકનાં ફોરમો હમણાંજ ભરાયાં છે. આથી ઉમ્મરમાં ચોકસાઇ રહી શકે નહિ એ દેખીતુંજ છે.

તેજ પ્રમાણે નામ પછી જે હકીકત દર્શાવી છે તેમાં પણ કેટલીક બાબત ધ્યાનમાં લેવા જેવી છે.

કેટલાંક કુટુંબમાંથી તો નામ સિવાય બીજું જાણુવામાંજ આવ્યું નથી, ત્યારે કેટલાંક કુટુંબનાં તો નામ મેળવવામાં પણ ઘણી મુશ્કેલી પડી છે; ત્યાં વિશેષ માહિતીની વાતજ શી કરવી ? જે કુટુંબની હકીકત સીધી રીતે મળી શકી નથી તે હકીકત કુટુંબના લાગતા વળગતા પાસેથી બનતી મહેનતે મેળવીને મૂકવામાં આવી છે એટલે કેટલેક સ્થળે તેમાં અપૂર્ણતા જણાઇ આવશે.

જે કુટુંબોની પૂરતી, જોઇએ તે મુજબની હકીકત મળી છે; તેમાં પણ મારે એકલે હાથે કામ કરવાનું હોવાથી, અને આ વિસ્તૃત કાર્ય હોવાથી તેમાં ત્રુટિ રહી ગએલી જણાશે; તો તે તરફ ક્ષંતવ્ય દૃષ્ટિથી જોવા વિનંતી છે.

## ( રાજસ્થાન ) ઉત્તર હિંદ વિભાગ.

આ વિભાગ માટે ખાસ કરીને નીચેની બાબત ધ્યાનમાં લેવા જેવી છે. આ આખા વિભાગનું કાર્ય શ્રીયુત ગિરિધર શર્માએ બહુ ખંતથી કર્યું છે. ત્યાંનાં બધાં કુટુંબોની પૂરતી હકીકત મેળવવાને તેઓશ્રીએ ફોરમો મંગાવીને બધે વહેંચ્યાં હતાં, તેમજ તે ફોરમો ભરાવાને કેટલેક સ્થળે તેઓ ગયા પણ હતા; પરન્તુ જૂના વિચારોની જડતાએ સફળતા ન થવા દીધી. આખરે તેઓશ્રીએ બનતા પ્રયત્ને મળી શકી તેટલી નોંધ લખી મોકલી છે; જે પરથી નીચેની હકીકત આપી છે.

**અજબગઢ–ભારદ્વાજ ગોત્ર—**

(૧) રામનારાયણ, સૌ. બાલી, ગં. સ્વ. ગંગા, ગં. સ્વ. જમના, અને ગંગાપ્રસાદ કુમાર.

(૨) રસાલ કુમાર ને ગં. સ્વ. પાર્વતી,

**અલવર–ભારદ્વાજ ગોત્ર**––(૧) ભટ્ટશ્રી ગંગાધર, સૌ. ભારતી, કૃષ્ણસ્વરૂપ પુત્ર, અને સ્યામા ને રામા બે પુત્રીઓ.

(૨) ભટ્ટશ્રી હરસહાય, સૌ. નવલ અને પુત્ર જીવન.

**કમરી**–કશ્યપ ગોત્ર—ચિરંજીલાલ વિધુર ને મુકુન્દીબાઇ વિધવા છે.

**કામાં**–કશ્યપ ગોત્ર—(૧) મોતીલાલ વિધુર, કનૈયાલાલ, સૌ. ઝવેરબાઇ, તેમના બે પુત્ર ને એક પુત્રી.

ભારદ્વાજ ગોત્ર—(૨) નથૂલાલ અને સૌ. પાર્વતી.

(૩) ચંદાલાલ, સૌ. જડાવ અને પુત્ર બાલો.

(૪) ગં. સ્વ. રાધા અને બાબુકુમાર.

**કાશી**–માંડવ્ય ગોત્ર—વ્યાસજી દામોદર, સૌ. ભૂરી, ગં. સ્વ. ગણપતિ અને કનૈયાલાલ કુમાર.

**કુમ્હેર**–પારાશર ગોત્ર—ગં. સ્વ. જાનકી, ગં. સ્વ. નંદકુંવર અને ગિરિધર કુમાર.

**કોટા**–માંડવ્ય ગોત્ર—વ્યાસજી ગોપાલલાલ વિધુર છે. ઉમ્મર વર્ષ ૪૦, સરકારી પંડિત તરીકે કામ કરે છે.

**ખોવા**–દક્ષસ ગોત્ર—ભૂરાલાલ વિધુર, શ્યામસુંદર અને સૌ. ચમેલી.

**ગુઢા**–સાંખ્યાયન ગોત્ર—(૧) બાલાવખ્સ, તેમનાં પત્ની સૌ. ગોવિન્દી, ચિ. ગોવિન્દપ્રસાદ, સૌ. ગણપતિ, રામજીલાલ, સૌ. કૃષ્ણ, દયાનંદ કુમાર ને બાલીકુમારી.

(૨) ગણેશ ને તેમનાં પત્ની સૌ. ચંદી.

(૩) કાલૂ કુમાર.

**જયપુર**–કશ્યપ ગોત્ર—(૧) પુરૂષોત્તમ ને સૌ. ગુણગૌરી.

(૨) નારાયણજી, સૌ. અણચી ને ગં. સ્વ. ચાંદબાઇ.

(૩) ચંદ્રશેખર, સૌ. ચંદન અને શ્યામા ને ગૌરી બે કુમારી.

(૪) વ્રજમોહન, સૌ. ગૌરાં, અને રાધા, પાર્વતી, સોનાં (૧) ચમેલી ને સોનાં (૨) મળી પાંચ વિધવાઓ.

(૫) રામચંદ્ર ને સૌ. બલી.

(૬) નારાયણ વિધુર ને કુંતાલાલ કુમાર.

(૭) રાધામોહન, સૌ. પાંચી, ગં. સ્વ. ચંદીબાઈ, રામદાસ કુમાર ને બે કુમારી.

કૌશિક ગોત્ર—(૮) શુકૂલશ્રી ગણેશરામ કુમાર.

(૯) કલ્યાણજી, સૌ. બચ્ચીબાઇ, નંદકિશોર કુમાર ને એક કુમારી.

(૧૦) અમરચંદ, ગં. સ્વ. મૂલી ને હજારીલાલ કુમાર.

પરાશર ગોત્ર—(૧૧) દામોદરજી, સૌ. કૃષ્ણાબાઇ, ચિ. મદનલાલજી, સૌ. ભૂરીબાઇ, શ્યામસુંદર, સૌ. બાલી, બાલચંદ્ર, સૌ. રામૂ, અને પૂર્ણચંદ્ર ને મુકુન્દચંદ્ર બે કુમાર.

(૧૨) પુરૂષોત્તમ, સૌ. ચન્દ્રાવલી, વિજયકૃષ્ણ કુમાર, શતાવરી કુમારી અને સુંદર ને છોટાં બે વિધવા.

(૧૩) નરોત્તમ, સૌ. લીલાવતી ને એક કુમારી.

(૧૪) રાધેલાલ, સૌ. મનૂ, ગં. સ્વ. સુન્દર ને ઝવેર કુમારી.

(૧૫) ભૈરવ બખ્સ, તેમનાં ધર્મપત્ની, ચિ. નારાયણ ને સૌ. સાવિત્રી.

(૧૬) નારાયણજી, સૌ. વેણી અને સુવાલાલ ને નવનીતલાલ બે કુમાર.

ભારદ્વાજ ગોત્ર—(૧૭) ગં. સ્વ. પાંથીબાઈ.

(૧૮) પ્રાણનાથ, ચિ. રમાનાથ, સૌ. નારાયણી, બલો કુમાર, છબ્બલી, ભક્તિ ને ચિમની ત્રણ કુમારી, કનૈયાલાલ વિધુર અને ગં. સ્વ. જીવણી.

(૧૯) ગોપીવલ્લભ, પુરૂષોત્તમ, સૌ. ગણેશી, એક પુત્ર ને એક પુત્રી.

(૨૦) ભૂરજી, સૌ. ઉમરાવ, બાલજી, છજ્જૂલાલ ને વિજયનાથ ત્રણ કુમાર, કંચન કુમારી, અને નાની ને ફૂલડી બે વિધવા.

(૨૧) સૂરજનારાયણ, સૌ. રતન, રામચંદ્ર, ગં. સ્વ. ધીંસી, અને લલ્લૂ, સૌરતી ને નાની ત્રણ કુમારી.

સાંડલ્ય ગોત્ર—(૨૨) ગોકુલચંદ્ર કુમાર, અને કેસર, પુરી ને બીજી બે મળી ચાર કુમારી.

(૨૩) અંબાલાલ, સૌ. મગન, ભગવતીપ્રસાદ કુમાર ને પારી વિધવા.

(૨૪) છોગાલાલ, ગં. સ્વ. ગોપી, ગૌરીલાલ, સૌ. ભક્તિ, કુન્દનલાલ, સૌ. ચંદ્રાવલી, માણિકલાલ, સૌ. ગુલાબ, રામપ્રસાદ ને માધોપ્રસાદ બે કુમાર, અને કેસર ને એક બીજી મળી બે કુમારી.

**જુણેટા**—સાંખ્યાયન—ગદાધર કુમાર.

**ઝાલરાપાટણ**—કશ્યપ ગોત્ર—(નામ પછી કૌંસમાં મૂકેલા આંકડા ઉમ્મરના છે.)

(૧) વિઠ્ઠલલાલ (૪૪) મંદિરના મુખીયાજી તરીકે કામ કરે છે, તેમનાં પત્ની સૌ. નંદકીબાઇ (૨૮) છે. તેમને ગિરિજા, (૧૦) શારદા, (૬) કુકની, (૩) નામની ત્રણ પુત્રીઓ અને બાલો નામનો એક પુત્ર છે.

ભારદ્વાજ ગોત્ર—(અહીં પણ નામ પછી કૌંસમાં મૂકેલા આંકડા ઉમ્મરના છે.)

(૨) ગિરિધર શર્મા (૩૪) રાજગુરૂ તરીકે તેમજ લેખક ને વ્યાખ્યાનકાર તરીકે કાર્ય કરે છે. તેમણે મધ્ય ભારતમાં 'સેન્ટ્રલ ઇન્ડિઆ હિન્દી લિટરરી સોસાયટી', ને રાજપૂતાનામાં 'રાજપૂતાના હિન્દી સોસાયટી' સ્થાપી છે; અને ઉત્સાહ પૂર્વક સાર્વજનિક કાર્યોમાં ભાગ લે છે. તેમનાં ધર્મ પત્નીનું નામ રત્નજ્યોતિ (૨૦) છે, તેઓ સ્ત્રી મંડળમાં ભાષણો કરે છે. ગં. સ્વ. પન્નીબાઇ (૬૦) શર્માનાં માતા અને ગં. સ્વ. ધનબાઈ (૩૮) શર્માનાં ભોજાઇ છે. શ્રીયુત શર્માને ચિ૦ ઇશ્વરલાલ (૪) પુત્ર, ને ચિ૦ શાન્તિબાઈ (૨) પુત્રી છે.

**ટહુલા**—કશ્યપ ગોત્ર—(૧) યશોદા ને કેસર એ બંને વિધવા છે.

પારાશર ગોત્ર—(૨) કૃષ્ણપ્રસાદ, સૌ. જાનકી, ચિ૦ માંગીલાલ, સૌ. ગુલાબ ને ભગવાનલાલ કુમાર.

**દરીબા**—કશ્યપ ગોત્ર—ધનાલાલ વિધુર.

**ફારૂખાબાદ**—વત્સ ગોત્ર—(૧) તારાચંદ્ર, રઘુનાથ, સૌ. યશોદા, ખેમચંદ, સૌ. ગુલાબ, કલ્યાણ ને એક બીજો મળી બે કુમાર, અને કસ્તૂરી ને માણેકબાઈ બે વિધવા.

(૨) બાલાબક્ષ, સૌ. ગોપાલી, જડાવ ને પતાશી બે વિધવા અને ફૂલબાઇ કુમારી.

(૩) કૃષ્ણગોપાલ, સૌ. ઇન્દિરા, ગં. સ્વ. તુલસીબાઈ, શિવિપાલ, કામપાલ, ગંગાસહાય, ઘનશ્યામ, રામસ્વરૂપ, ને એક બીજો મળી ૭ કુમાર, અને ગોપાલી કુમારી.

(૪) રામચંદ્ર, સૌ. ચમેલી, ગોપાલ, સૌ. કોકલી, ગં. સ્વ. વસન્તી અને એક કુમાર.

**બુર્જા**—ભારદ્વાજ ગોત્ર—(૧) માંગીલાલ, સૌ. સુંદર, ગંગાપ્રસાદ, સૌ. ગોદાવરી, ગિરિધર ને ત્રિવિક્રમ બે કુમાર ને ગુણગૌરી ને એક બીજી મળી બે કુમારી.

(૨) ભવરલાલ, સૌ. નારાયણી અને ત્રણ કુમારી.

(૩) મૂલો, સૌ. રતનબાઇ, ત્રણ કુમાર ને એક કુમારી.

**બૂજ**—ભાર્ગવ—કાલૂ, સૌ. કૃષ્ણાબાઇ ને ગં. સ્વ. જાનકી.

**ભરતપુર**—કશ્યપ ગોત્ર—(૧) નટવરલાલ, સૌ. નારાયણી અને દુર્ગાકુમારી.

પારાશર ગોત્ર—(૨) ગોપાલલાલ, સૌ. રૂકિમણી, મધુસૂદન કુમાર ને ભગવતી કુમારી.

ભારદ્વાજ ગોત્ર—(૩) શ્યામજી, સૌ. કુલ્લીન અને બંશીધર કુમાર.

(૪) દુર્ગાપ્રસાદ, સૌ. સરમાં, અને ગં. સ્વ. કમલા.

સાંડલ્ય ગોત્ર—(૫) ઝિનકુ, કુંવરલાલ, સૌ. ગૌરાં, ભગવતપ્રસાદ, સૌ. છોટીબાઈ, બુદ્ધિસાગર, સૌ. સૂરજકુંવર અને છોટી કુમારી.

**મથુરાં**—કશ્યપ ગોત્ર—(૧) ગં. સ્વ. રેવતીબાઈ,

**ભારદ્વાજ** ગોત્ર—(૨) **રઘુનાથ અને** સૌ. ચંપા.

**મહુવા—સાંખ્યાયન** ગોત્ર—ચંપાલાલ, સૌ ગંગાબાઇ, વ્રજવિહારી કુમાર ને **એક** કુમારી.

**રાજગઢ**—કસ્યપ ગોત્ર—(૧) માંગીલાલ, સૌ. ગુલાબ, નથુલાલ ને આનંદીલાલ બે કુમાર અને એક કુમારી.

(૨) રાધામોહન, ભૈરવસહાય અને સૌ. પાનબાઈ.

**ભારદ્વાજ** ગોત્ર—(૩) કુંજબિહારી, સૌ. ગેંદબાઇ, ગયાપ્રસાદ, સૌ સેવતી, રામકિશોર, સૌ. બીલીબાઇ ને એક કુમાર.

(૪) શ્રીકૃષ્ણ, સૌ. લાદીબાઇ, બલદેવ, સૌ. સહોદરા, બાલચંદ્ર, સૌ. સેવતી, ને **રમાકાન્ત** કુમાર.

(૫) જુગલપ્રસાદ અને સૌ. સુંદર.

(૬) ગં. સ્વ. ભંવરીબાઇ.

**માંડવ્ય** ગોત્ર—(૭) દુર્ગાપ્રસાદ કુમાર.

(૮) બાલગોવિંદ, વ્રજચંદ્ર ને શિવચંદ્ર બે કુમાર અને ગં. સ્વ. માલતીબાઇ.

**વસવા**—કસ્યપ ગોત્ર—(૧) પન્નાલાલ, સૌ. વસંતી, નારાયણસહાય, અને સૌ. સરબતી.

(૨) શિવપ્રસાદ, નારાયણસહાય, સૌ. ચાંદબાઇ અને કૌશલ્યા ને સહોદય બે કુમારી.

**પારાશર** ગોત્ર—(૩) ચિરંજીવલાલ, સૌ. નારાયણી, લલિતા કુમારી અને ગં. સ્વ. પ્રેમકુંવર.

**ભારદ્વાજ** ગોત્ર—(૪) ગંગાવલ્લભ અને સૌ. બિરધીબાઈ.

(૫) ચંદ્રબિહારી, સૌ. ચંદ્રબાઇ, સરસ્વતી ને નાની બે વિધવા, વેણી કુમારી અને જયકૃષ્ણ કુમાર.

**શ્યામ ગંગા—પારાશર** ગોત્ર—કૃષ્ણપ્રસાદ, સૌ. ભૂરી, મદનમોહન, સૌ. અણુચી, ગંગામોહન, સૌ. કુંદન, જગમોહન ને નારાયણ બે કુમાર અને ચાર કુમારી.

**સકટ—ભારદ્વાજ** ગોત્ર—છાજૂલાલ, સૌ. દુર્ગા, રામગોપાલ, સૌ. રતન અને બે કુમાર.

**સુરતગઢ—ભારદ્વાજ** ગોત્ર—(૧) વિજયનારાયણ, ગં. સ્વ. ચાંદબાઇ ને કૌશલ્યા કુમારી.

**માંડવ્ય** ગોત્ર—(૨) નાથૂલાલ સૌ. કલ્યાણ, મણિલાલ અને સૌ. છોટીબાઇ.

(૩) કમલાપ્રસાદ, સૌ. નારાયણી, બાલો કુમાર ને એક કુમારી.

**સૌંકુ—પારાશર** ગોત્ર—મદનમોહન, સૌ. કલાવતી, ગં. સ્વ. કિશોરી અને દેવકીનંદન ને એક બીજો મળી બે કુમાર.

**હરખાણું—ભારદ્વાજ** ગોત્ર—(૧) લક્ષ્મીકાન્ત કુમાર અને ગં. સ્વ. બાલી.

(૨) ભૂરાલાલ, સૌ. ઉમરાવ, રામદયાળ, સૌ. સૂરજબાઇ, એક કુમાર ને એક કુમારી.

---

## ગુજરાત વિભાગ.

(**સૂચના**—નામ પછી કૌંસમાં મૂકેલા આંકડા ઉમ્મર-વર્ષના છે.)

**અમદાવાદ—વત્સસગોત્ર**—રા. જગજીવન દુર્લભરામ મહેતા (૪૨) હાઇસ્કૂલમાં સંસ્કૃતશિક્ષક તરીકે કામ કરે છે, ને પગાર રૂ.૦૪૦ મળે છે, તેમનાં પત્ની સૌ. ગિરિજા (૨૫) છે. તેમને ચિ. નટવરલાલ (૯), ચિ. લક્ષ્મીપ્રસાદ (૫) ને ચિ. અનંતરાય (૨) ત્રણ પુત્ર અને ચિ જાસુસ નામની એક પુત્રી છે.

**કટારીયા—કૌશિક** ગોત્ર—(૧) ગં. સ્વ. કાશીબાઇ (૫૦) વિધવા થયા પછી જવારજમાં પોતાના ભાઇને ઘેર રહે છે.

(૨) રા. મોરારજી ગૌરીશંકર જોશી (૫૫) સુંદરીયાણામાં મહેતાજી છે, ને પગાર રૂ. ૧૫ મળે છે. તેમનાં પત્નીની ઉમ્મર પણ (૫૫) ની છે. તેમના પુત્ર રા. પ્રતાપરાય (૩૦) બોટાદમાં મિડલ સ્કૂલમાં

આસિ. માસ્તર છે, ને પગાર રૂ. ૧૫ છે; સૌ. શિવગૌરી (૨૫) પ્રતાપરાયનાં પત્ની ને ચિ. બચુ (૨) તેમનો પુત્ર છે.

(૩) રા. વિશ્વનાથ ગૌરીશંકર જોશી (૪૫) દશ વર્ષથી અમદાવાદમાં રહી કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્ની સૌ. કેશર (૪૦) છે. પુત્રનું નામ પ્રભાશંકર (૧૯), પુત્રવધૂનું નામ સૌ. અન્નપૂર્ણા (૧૩) ને પુત્રીનું નામ બેન પાર્વતી (૧૦) છે.

કુંડલા–કૌશિક ગોત્ર–(૧) રા. અચરતલાલ ગોવિંદજી શુકૂલ (૫૩) શુકૂલવૃત્તિ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જયાકુંવર (૨૩) છે. રા. નર્મદાશંકર ગોવિંદજી (૪૯) અદ્યપર્યંત બ્રહ્મચર્યાવસ્થામાંજ છે ને શુકૂલવૃત્તિનું કાર્ય કરે છે. ચિ. નાનાલાલ ગણપતરામ (૨૦) નાટકમાં ટીકીટ માસ્તર છે, ને તેમનાં માતાનું નામ ગં. સ્વ. જડીબાઇ (૪૨) છે. વળી ગં. સ્વ. કાશીબાઇ (૨૯) સ્વ. હરિશંકર શુકૂલનાં પત્ની છે ને વૃદ્ધમાં ગં. સ્વ. પાર્વતીબાઇ (૭૬) છે.

વત્સ ગોત્ર–(૨) રા. જેઠાલાલ ભાઇશંકર પંડયા (૩૫) મહાદેવના પૂજારી છે. તેમનાં પત્નીનું નામ સૌ. મુકતા (૩૨) છે, ને પુત્રનું નામ ભાનુશંકર છે. ગં. સ્વ. કુંવરબાઇ (૬૦) જેઠાલાલનાં માતુશ્રી છે.

(૩) રા. લાભશંકર મણિશંકર પંડયા (૨૯) સ્કૂલ માસ્તર છે, ને પગાર રૂ. ૨૫) મળે છે. તેમનાં પત્ની સૌ. મહાલક્ષ્મી (૨૦) છે ને તેમને પ્રમીલાગૌરી (૪) ને ટપુબેન (૧) નામની બે પુત્રીઓ છે. રા. વૃજલાલ મણિશંકર (૨૭) ગુજરાતી આસિ૦ માસ્તર છે. તેમનાં માતુશ્રીનું નામ ગં. સ્વ. ગોદાવરીબાઇ (૫૫) છે.

ગાણોલ–ભાર્ગવ ગોત્ર––(૧) ગં. સ્વ. સંતોક (૩૭) સ્વ. ભાઇશંકર કરશનજીનાં પત્ની છે, અને વિધવા થયા પછી જવારજમાં બાપને ઘેર રહે છે.

(૨) રા. મોરારજી કરશનજી મહેતા (૫૫) તેમનાં પત્નીનું નામ સૌ. પાર્વતી (૫૦) છે, ને તેમના પુત્ર ગિરિધર (૨૦) વિદ્યાભ્યાસ કરે છે.

(૩) રા. મોહનલાલ કરશનજી (૪૫) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્ની સૌ. મણિ (૪૨) છે. રતિલાલ મોહનલાલ (૧૮) વર્નાકયુલર ફાઇનલની પરીક્ષા પસાર કરી આગળ અભ્યાસ કરે છે.

(૪) રા. છગનલાલ કરશનજી (૩૭) ગામઠીશાળાના શિક્ષક છે, સૌ. જેકુંવર (૨૨) તેમનાં પત્ની છે. વિષ્ણુપ્રસાદ (૪) ને એક પુત્રી મળી તેમને બે સંતાન છે.

(૫) ગં. સ્વ. મોતી (૭૦) સ્વ. ત્રિભોવન અમરજીનાં પત્ની છે. તેમના પુત્ર સ્વ. ઇશ્વરલાલનાં પત્ની ગં. સ્વ. હરકુંવર (૩૭) છે. રા. વિઠ્ઠલરાય ઇશ્વરલાલ (૨૨) ગુજરાતી શાળામાં શિક્ષક છે, ને પગાર રૂ. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૨૦) છે.

(૬) રા. પ્રભાશંકર અમરજી મહેતા (૫૦) તેમનાં પત્ની સૌ. વેણી (૩૦) અને તેમના પુત્ર મણિશંકર (૧૮) ને વાસુદેવ (૧૨) છે મણિશંકર વર્નાકયુલર ફાઇનલની પરીક્ષા પસાર કરી આગળ અભ્યાસ ચલાવે છે.

જવારજ–સાંખ્યાયન ગોત્ર––(૧) ગં. સ્વ. મોંઘી (૩૬) સ્વ. પ્રાણશંકર કુબેરજીનાં પત્ની છે. તેમના પુત્ર જટાશંકર (૧૬) વર્નાકયુલર ફાઇનલની પરીક્ષા પસાર કરી આગળ અભ્યાસ ચલાવે છે.

(૨) રા. જેઠાલાલ મોરારજી મહેતા (૨૮) ભીષગ્વર થએલા છે, ને ડૉકટરનો ધંધો ચલાવે છે. તેમનાં પત્નીનું નામ સૌ. સંતોક (૨૮) છે. દિનકરરાય (૮) ને ચંદ્રકાન્ત (૧) બે પુત્ર અને વસમતી (૫) નામની એક પુત્રી તેમને છે. તેમનાં માતાનું નામ પણ ગં. સ્વ સંતોક (૪૬) છે.

(૩) રા. રેવાશંકર ગિરિજાશંકર મહેતા (૪૮) કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્ની સૌ. ડાહી (૪૨) છે. તેમને જયન્તીલાલ (૯) ને માધવલાલ (૫) નામના બે પુત્ર છે.

(૪) રા. જયકૃષ્ણ પુરૂષોત્તમ મહેતા (૨૬) નોકરી કરે છે. સૌ. મોંઘી (૧૮) તેમનાં પત્ની છે.

(૫) રા. ગણપતરામ છગનલાલ મહેતા (૫૫) લગભગ ચૌદ વર્ષથી વીરમગામમાં વૈદકનો ધંધો કરે છે. સૌ. મોતી (૫૩) તેમનાં પત્ની છે. રા. વાસુદેવ ગણપતરામ (૨૮) પણ વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્ની સૌ. મણિકુંવર (૨૭) છે. જયદેવ (૧૧) ને જગન્નાથ (૯) બે પુત્ર અને ચંચળ (૫) ને વિજયાકુંવર (૩) બે પુત્રીઓ મળી ચાર સંતાનો રા. વાસુદેવને છે.

(૬) ગં. સ્વ. પાનબાઈ (૩૬) સ્વ. જગજીવન મહેતાનાં પત્ની છે. તેમને અંબાશંકર (૧૫) નામનો એક પુત્ર છે. ઉમીયાશંકર જીવનરામ (૧૮) વડતાલમાં અભ્યાસ કરે છે.

(૭) રા. નાગરલાલ ગોકળભાઈ મહેતા (૪૫) સારા વૈદ્ય છે. તેમના ચિ. મોહનલાલ (૨૫) સીનીયર થએલા છે એટલુંજ નહિ, પણ ઉત્તમ શિક્ષણ ને ઉત્તમ ભાષા બદલ તેમને બે 'ચાંદ' મળ્યા છે. હાલ તેમને માસિક રૂા. ૨૫ મળે છે. મોહનલાલનાં પત્નીનું નામ સૌ. જડી (૨૨) છે. ને નંદકુંવર (૫) પુત્રી અને જયદેવ (૨) ને બટુક, બે પુત્ર મળી મોહનલાલને ત્રણ સંતાન છે.

(૮) રા. મહાશંકર નીલકંઠ ભટ્ટ (૬૮) પ્રતિષ્ઠિત વિદ્વાન્ છે. તેમને ત્રણ પુત્ર હતા તેમાં સૌથી મોટા સ્વ. કરશનજીના પુત્ર જયન્તીલાલ (૨૧) અંગ્રેજી અભ્યાસ કરે છે. વચેટ પુત્ર રા. નર્મદાશંકર મહાશંકર (૪૦) કથાવાર્તાનો ધંધો કરે છે. રા. નર્મદાશંકરને અંબાશંકર (૨૨) પુત્ર અને મહાલક્ષ્મી (૮) ને ગૌરી (૫) બે પુત્રીઓ છે. સૌ. વિજયા (૧૮) અંબાશંકર નર્મદાશંકરનાં પત્ની છે. ભટ્ટશ્રીના સૌથી નાના પુત્ર સ્વ. વાસુદેવનો ચિ. જીવનરામ (૯) છે. અને જયન્તીલાલ કરશનજીનો પુત્ર મોહનલાલ (૫) છે.

(૯) રા. રામભદ્ર વિશ્વનાથ ભટ્ટ (૫૦) જમીનદાર છે ને વ્યાપાર કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. દિવાળી (૫૦) છે. તેમને સંતોકરામ (૧૨) પુત્ર ને શાન્તા (૧૦) પુત્રી છે. સૌ. જયાગૌરી (૧૨) સંતોકરામની વધૂ છે.

(૧૦) રા. શંકરલાલ નરોત્તમ ભટ્ટ (૬૦) વૈદ છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૬૦) છે. રા. ગિરિજાશંકર શંકરલાલ (૪૦) પણ વૈદનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ(૩૮) છે, તેમને વાસુદેવ (૧૪) પુત્ર છે ને સૌ. ત્રિવેણી (૧૪) પુત્રવધૂ છે.

(૧૧) રા. લક્ષ્મીશંકર ભવાનીશંકર ભટ્ટ (૩૦) અમદાવાદ મ્યુનિસિપાલિટિમાં નાકાદાર છે. તેમનાં ધર્મપત્ની સૌ પાર્વતી (૨૨) છે, ને ગં. સ્વ. ઉજમ (૫૫) તેમનાં માતુશ્રી છે. રા. નાનાલાલ ભવાનીશંકર (૨૫) ગુજરાતી સ્કૂલમાં આસીસ્ટંટ માસ્તર છે. તેમનાં પત્નીનું નામ સૌ. મુળી (૨૨) છે. તેમને હરિલાલ (૪) ને રતિલાલ (૧) બે પુત્ર છે. ગં. સ્વ. દુર્ગા (૩૮) લક્ષ્મીશંકરના સ્વર્ગસ્થ જ્યેષ્ઠ બંધુનાં પત્ની છે, તે બોળાદમાં બાપને ઘેર રહે છે.

(૧૨) રા. છગનલાલ અમરજી ભટ્ટ (૩૧) અમદાવાદની મ્યુનિસિપાલિટિમાં કારકુન છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ (૩૦) છે ને પુત્રીનું નામ કમળા (૬) છે. રા. મહીદાસ અમરજી (૨૫) વૈદાનો ધંધો કરે છે, તેમનાં પત્ની સૌ. ગિરિજા (૨૫) છે. તેમને નંદલાલ (૭) ને યશવંતરાય (૧) બે પુત્ર અને શોભદ્રા (૫) પુત્રી છે.

(૧૩) રા. નાગરલાલ વૈકુંઠજી ભટ્ટ (૨૯) વૈદાનો ધંધો કરે છે. તેમનાં પત્ની સૌ. નર્મદા (૨૭) છે. તેમને અજવાળી (૬) ને વિદ્યાગૌરી (૧) બે પુત્રીઓ છે. ગં. સ્વ. ગોદાવરી (૫૦) તેમનાં માતુશ્રી છે અને ગં. સ્વ. નર્મદા (૪૨) રા. નાગરદાસનાં ભોજાઈ છે તે વિધવા થયા પછી પીયરમાં રહે છે.

(૧૪) રા. પ્રભુરામ કેશવરામ ભટ્ટ (૫૮) વૈદ છે. તેમનાં પત્નીનું નામ સૌ. શીવગૌરી (૩૫) ને પુત્રનું નામ ગૌરીશંકર (૭) છે.

(૧૫) રા. પુરૂષોત્તમ કેશવરામ ભટ્ટ (૨૫) અમદાવાદમાં મીલમાં કારકુન છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ (૨૦) ને ભાઈનું નામ જયન્તીલાલ (૧૭) છે.

(૧૬) રા. ઉમીયાશંકર પીતામ્બર ભટ્ટ (૨૪) પેટલાદમાં વૈદાનો ધંધો કરે છે. વિદ્વાન્ હોવાથી પ્રતિષ્ઠા

પણ સારી છે. તેમનાં પત્ની સૌ. પુરી (૨૪) છે. તેમને જીતેંદ્રરાય (૨) નામનો એક પુત્ર છે. તેમનાં માતાનું નામ ગં. સ્વ. નર્મદા (૫૧) છે, ને નાનાભાઇનું નામ ઇશ્વરલાલ (૧૬) છે. ઇશ્વરલાલ ગુજરાતી સ્કૂલમાં આસીસ્ટંટ માસ્તર છે.

**ધનાળા**–વચ્છસ ગોત્ર—(૧) જટાશંકર વિઠ્ઠલજી ભટ્ટ (૩૯) લગભગ પંદર વર્ષથી વીરમગામમાં સંસ્કૃતાધ્યાપક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રેવા (૩૭) છે. તેમને પ્રેમશંકર (૧૩) ને ખેલશંકર (૭) બે પુત્ર અને જીવી (૧૦) ને શાન્તાગૌરી (૪) બે પુત્રીઓ છે. શાસ્ત્રીજીના નાનાભાઇ લાભશંકર (૨૬) છે, તે આંખે દેખી શકતા નથી; તથાપિ તેમનામાં સંસ્કૃત ભાષાનું જ્ઞાન છે.

(૨) રા. પ્રભાશંકર અમરજી ભટ્ટ (૨૨) ને તેમનાં માતુશ્રી ગં. સ્વ. જડી (૪૦).

(૩) ગં. સ્વ. ગિરિજા (૩૬) સ્વ. ઓંકાર ત્રિભોવનનાં પત્ની છે.

(૪) રા. પ્રભુરામ રામભટ (૨૨) કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૧૪) ને માતાનું નામ ગં. સ્વ. જમના (૫૧) છે.

**ધોળકા**–વચ્છસ ગોત્ર–(૧)રા. પ્રભાશંકર કૃષ્ણારામ ભટ્ટ (૫૬) પ્રતિષ્ઠિત વિદ્વાન્ છે, ને વૈદકનો ધંધો કરે છે. તેમના જ્યેષ્ઠ પુત્ર પુરૂષોત્તમ (૨૧) પણ કાશીએ જઇને સારો અભ્યાસ કરી આવ્યા છે, ને હજુ આગળ અભ્યાસ ચાલુ છે. સૌ. નર્મદા (૨૦) પુરૂષોત્તમનાં પત્ની છે. સુખદેવ પ્રભાશંકર (૧૫) અંગ્રેજી ૪ થું ધોરણ ભણે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અજવાળી (૧૧) છે. નારાયણદત્ત (૧૧) વૈદરાજના સૌથી નાના પુત્ર છે.

(૨) રા. નાગરદાસ કૃષ્ણારામ ભટ્ટ (૪૩) નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ (૨૬) છે.

(૩) રા. દેવશંકર આશારામ ભટ્ટ ( ૪૮ ) કંદોઇનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મોંઘી (૨૧) છે.

**નાનીબોરૂ**–કૌશિક ગોત્ર—(૧) ગં. સ્વ. અંબા (૫૪) સ્વ. હિરાલાલ શુક્લનાં પત્ની, તેમને ત્રણ પુત્ર છે. સૌથી મોટા રા. નાગરલાલ (૩૮) રેલ્વેમાં નોકરી કરે છે. તેથી નાના રા. દેવશંકર (૩૩) ભાવનગર સ્ટેટમાં નોકર છે. ને સૌથી નાના રા. લક્ષ્મીશંકર (૨૭) ખીજડીયા સ્ટેશનમાં સ્ટેશન માસ્તર છે. સૌ. કમળાગૌરી (૩૨) નાગરલાલનાં પત્ની છે તેમને મહેશ્વર (૧૧) ને બટુક બે પુત્ર છે. સૌ. કસ્તુર (૨૨) દેવશંકરનાં બીજી વારનાં પત્ની છે, તેમને પ્રાણલાલ (૭), જયદેવ (૪) ને નાનાલાલ (૨) ત્રણ પુત્ર છે. આ સિવાય ભાનુશંકર (૧૫) ને જેઠાલાલ (૧૨) દેવશંકરના પહેલીવારનાં પત્નીના પુત્રો છે. સૌ. ચંદુ (૨૭) લક્ષ્મીશંકરનાં પત્ની છે.

(૨) શ્રીયુત ભાઇશંકર જદુરામ શુક્લ (૪૮) શુક્લવૃત્તિનો ધંધો કરે છે. તેમનાં ધર્મપત્ની સૌ. નર્મદા (૪૬) છે. હાલમાં તેમને બે પુત્ર છે. તેમાંના મોટા દયાશંકર (૨૬) સુરતમાં સાર્વજનિક હાઇસ્કૂલમાં આસિ. માસ્તર છે, તેમને પગાર રૂા. ૩૧) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદગૌરી (૨૬) છે. તેમને મહાલક્ષ્મી (૪) પુત્રી અને મહેન્દ્રરાય (૨) ને જીતેન્દ્રરાય મળી બે પુત્રો છે. હરનારાયણ (૧૨) શુક્લજીના નાના પુત્ર છે, તેઓ હમણા અંગ્રેજી બીજી ચોપડી ભણે છે.

(૩) રા. મહાશંકર જદુરામ શુક્લ (૨૭) તલાટી છે ને પગાર રૂ. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડાવ (૨૦) છે. તેમને જયાલક્ષ્મી (૫) નામની પુત્રી છે. ગં. સ્વ. કુંવર (૬૫) સ્વ. જદુરામ ગંગારામ શુક્લનાં પત્ની છે.

(૪) રા. અમરજી મથુરરામ શુક્લ (૪૨) મુંબઇમાં શુક્લવૃત્તિ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૩૪) છે. તેમને ચાર પુત્ર છે. સૌથી મોટા વાસુદેવ (૧૯) મેટ્રિકનો અભ્યાસ કરે છે, બીજા ભાનુશંકર (૧૫) અંગ્રેજી ત્રીજી ચોપડી ભણે છે, ત્રીજા હરનારાયણ (૧૧) અંગ્રેજી પહેલી ભણે છે ને ચોથા રવીદત્ત (૭) ગુજરાતી બીજું ધોરણ ભણે છે.

(૫) રા. જગજીવન ભાઇશંકર શુક્લ (૩૯) ભાવનગરમાં શુક્લવૃત્તિ કરે છે. તેમનાં પત્ની સૌ. ઉજમ(૩૮) છે. તેમને બે પુત્ર છે. મોટા ધનેશ્વર (૧૭) છે, તે ગુજરાતી આસીસ્ટંટ માસ્તર છે ને પગાર રૂા. ૯) મળે છે. ને નાના નાનાલાલ (૧૪) અંગ્રેજી ત્રીજું ધોરણ ભણે છે. રૂપાળી (૮) શુક્લજીની પુત્રી છે.

(૬) ગં. સ્વ. પુરી (૩૩) સ્વ. મોરારજી શુક્લનાં પત્ની છે. તેઓ વિધવા થયા પછી ભોળાદમાં બાપને ઘેર રહે છે.

(૭) રા. શંકરલાલ ત્રિભોવન જોશી (૫૧) કથાવાર્તા ને વૈદાને ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મૂળી (૪૫) છે. તેમને એક પુત્ર છે. તેમનું નામ મોહનલાલ (૨૭) છે. તેઓ બી.એ. થએલા છે અને હાલમાં સાદરામાં પોલીટીકલ એજંટની ઓફિસમાં રૂ. ૨૫) ના પગારથી કારકુન તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ચંચળ (૨૭) છે. તેમને મહાલક્ષ્મી (૯) ને ધીરજ (૩) બે પુત્રીઓ અને કાન્તીલાલ (૬) ને બળવંતરાય (૧) બે પુત્ર છે.

(૮) રા. વિશ્વનાથ બાપુજી જોશી (૬૨) ધંધાર્થે પંદર વર્ષથી જામનગરમાં રહે છે. સૌ. મણિ (૩૪) તેમનાં પત્ની છે. તેમને પ્રતાપરાય (૧૪) ને ગજાનન (૮) બે પુત્ર છે.

(૯) રા. ગણપતરામ શિવશંકર જોશી (૩૪) ભાવનગર સ્ટેટના રેવન્યુખાતામાં રૂ. ૧૫) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. દુર્ગા (૨૯) છે. તેમને ભાનુશંકર (૧૨) ને નૃસિંહપ્રસાદ (૭) બે પુત્ર છે; અને ભાગીરથી (૯), જયાકુમારી (૪) ને પદ્માવતી (૧) ત્રણ પુત્રીઓ છે. ગં. સ્વ. પ્રાણી (૫૫) ગણપતરામનાં માતુશ્રી છે.

(૧૦) ગં. સ્વ. જડી (૫૫) સ્વ. છગનલાલ જોશીનાં પત્ની છે.

માંડવ્ય ગોત્ર-(૧૧) રા. રેવાશંકર ભાણજી વ્યાસ (૪૮) સારા વિદ્વાન્ છે, અને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં ધર્મપત્ની સૌ. પાન (૪૬) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. ચુનીલાલ (૨૬) કોબા ગામમાં ગુજરાતી સ્કૂલના હેડમાસ્તર છે, ને પગાર રૂ. ૨૨) મળે છે. તેઓ સીનીયર થએલા છે, ને તેમને ટ્રેનિંગ કોલેજમાંથી સંગીતનું રૂ. ૯) નું 'જાઇલ્સ પ્રાઇઝ' પણ મળેલું છે. તેમનાં પત્નીનું નામ સૌ. વિજકુંવર (૨૬) છે. રા. મોહનલાલ (૨૨) વ્યાસજીના નાના પુત્ર છે, તેઓ વડતાલમાં કમ્પાઉન્ડર તરીકે કામ કરે છે ને સાથે અભ્યાસ પણ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૧૨) છે.

(૧૨) રા કૃષ્ણરામ ભાણજી વ્યાસ (૪૪) કથા વાંચવાનો ધંધો કરે છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. મૂળી (૨૦) છે. તેમને શાંતા (૬) ને હરિલક્ષ્મી બે પુત્રીઓ છે.

વચ્છસ ગોત્ર-(૧૩) રા. બકોરદાસ ભવાનીશંકર મહેતા (૬૧) લીંબડીમાં રાજમાતાના કામદાર છે ને માસિક રૂ. ૪૦) મળે છે. તેમના મોટા પુત્રનું નામ રા. જટાશંકર (૪૨) છે ને તેઓ ઉતેળીયા સ્ટેટમાં વહીવટદાર છે. સૌ. ગોમતી (૩૬) જટાશંકરનાં પત્ની છે. તેમના પુત્ર દેવદત્ત (૧૬) લીંબડીમાં અંગ્રેજી ત્રીજા ધોરણનો અભ્યાસ કરે છે. સૌ. મંછા (૧૬) દેવદત્તનાં પત્ની થાય. ગં. સ્વ. મોતી (૬૧) સ્વ. ભવાનીશંકર મહાનંદ મહેતાનાં બીજીવારનાં પત્ની થાય.

(૧૪) રા. ભાનુશંકર બકોરદાસ મહેતા (૩૧) ગોધામાં બાણુ કારકુન છે. તેમનો માસિક પગાર રૂ. ૨૫) છે. સૌ જડી (૩૦) તેમનાં પત્ની છે, ને રમણિક (૮) તેમનો પુત્ર છે.

(૧૫) રા. જગજીવન ભાણજી પાઠક (૩૫) જામનગર સ્ટેટમાં સ્કૂલ માસ્તર છે. તેમના નાના ભાઇ રા. નાગરદાસ (૨૬) પોલીસ ખાતામાં નોકરી કરે છે. ગં. સ્વ. રામકુંવર (૫૮) રા. જગજીવનનાં માતુશ્રી છે.

(૧૬) ગં. સ્વ. અચી (૬૨) સ્વ. મોરારજી પાઠકનાં પત્ની થાય. તેમના નાના પુત્ર સ્વ છોટાલાલનાં પત્ની ગં. સ્વ. મોંઘી (૨૨) છે, ને તેમને દયાશંકર (૪) નામનો દીકરો છે.

(૧૭) ગં. સ્વ. રેવા (૫૧) સ્વ. ઈશ્વિરલાલ મોરારજી પાઠકનાં પત્ની છે. તેમના પુત્ર રા. જેઠાલાલ (૨૨) વ્યાપાર કર છે. સૌ. ગોમતી (૧૭) જેઠાલાલનાં વધૂ થાય.

(૧૮) રા. મગનલાલ યજ્ઞેશ્વર પાઠક (૪૫) ઉતેળીયા સ્ટેટમાં વહીવટદાર હતા, પણ આંખના દરદથી હમણા તે કામ નથી કરતા. તેમનાં પત્ની સૌ. ઉજમ (૪૦) છે. તેમના પુત્ર શંકરલાલ (૧૭) ગુજરાતી સ્કૂલમાં આસીસ્ટંટ માસ્તર છે, ને પગાર રૂ. ૯ મળે છે. સૌ. મુક્તા (૧૭) શંકરલાલનાં પત્ની છે.

(૧૯) ગં. સ્વ. અચી (૫૦) સ્વ. અમરજી રણછોડનાં પત્ની છે, ને ઉતેળીયામાં રહે છે.

(૨૦) રા. હરિશંકર ધનેશ્વર પાઠક (૪૦) વ્યાપાર કરે છે. સૌ. મણિ (૨૧) તેમનાં પત્ની છે. ગં. સ્વ. અચી (૩૮) સ્વ. નર્મદાશંકર ધનેશ્વરનાં પત્ની છે.

(૨૧) રા. નર્મદાશંકર ભાઇશંકર પાઠક (૩૮) ટ્રે. કોલેજમાં બીજા વર્ષમાં પાસ થએલા છે ને કાઠિયાવાડ એજન્સિમાં સ્કૂલ માસ્તર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૩૨) છે. તેમને ઉદયશંકર (૧૬), રમણિકલાલ (૮) ને પ્રતાપરાય (૫) મળી ત્રણ પુત્રો છે; ને તે બધા વિદ્યાભ્યાસ કરે છે.

(૨૨) રા. ભાનુશંકર કેશવલાલ પાઠક (૩૧) બી. એ. એલએલ. બી. થયા પછી આગળ સોલીસીટરનો અભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૨૮) છે. રા. રતીલાલ કેશવલાલ (૨૮) વેટરીનરી સરજન થયા છે ને હમણા સિંધમાં છે. તેમને રૂ. ૫૫) નો પગાર છે. તેમનાં પત્નીનું નામ સૌ. વેણી (૨૮) છે. તેમને જીતેન્દ્રરાય (૭) ને દીનકર (૫) બે પુત્ર અને સવીતા (૧૦) નામની એક પુત્રી છે. ગં. સ્વ. રેવા (૪૯) રા. ભાનુશંકરનાં માતુશ્રી છે.

(૨૩) રા. ડકુશંકર ઉર્ફે ડાહ્યાલાલ ત્રિભોવન પાઠક (૩૫) વૈદકનો ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્ની સૌ. યશોદા (૩૩) છે. તેમને મુક્તા (૧૦) ને જયાગૌરી (૪) બે પુત્રીઓ, અને હરિપ્રસાદ (૧) નામનો એક પુત્ર છે.

(૨૪) રા. છોટાલાલ દામોદર પંડ્યા (૪૮) ધંધાર્થે હમણા મુંબઇ છે. તેમનાં પત્ની સૌ. હરિ (૩૬) છે. તેમને ત્રણ પુત્ર છે. સૌથી મોટા માણેકલાલ (૧૮) છે, તેઓ નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જયાગૌરી (૧૭) છે. નટવરલાલ (૯) ને મૂળશંકર (૬) એ છોટાલાલના બીજા પુત્રો છે ને મહાલક્ષ્મી (૧) પુત્રી છે.

(૨૫) રા. ઓંકારદાસ જયશંકર પંડ્યા (૪૫) ટ્રેનિંગ કોલેજના ત્રીજા વર્ષમાં પાસ થએલા છે, ને રૂ. ૨૫) ના પગારથી લીલીઆમાં સ્કૂલમાસ્તર તરીકે કામ કરે છે. તેમને વિનાયક (૧૨) ને શ્યામરાવ (૯) બે પુત્રો છે.

(૨૬) ગં. સ્વ. રેવા (૪૯) સ્વ. ભવાનીશંકર પંડયાનાં પત્ની છે.

(૨૭) રા. મહાશંકર ગૌરીશંકર ભટ્ટ (૫૫) લગભગ ૩૦ વર્ષથી વારણામાં વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પાર્વતી (૫૨) છે. રા. હરિલાલ મહાશંકર (૨૫) નાનીબોરૂની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તર છે ને રૂા. ૧૧) નો પગાર મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કસ્તુર (૧૪) છે.

(૨૮) રા. મૂળશંકર મહાશંકર ભટ્ટ (૩૬) ઘણા વખતથી વારણામાં વૈદકનો ધંધો કરે છે. સૌ. દુર્ગા (૩૦) તેમનાં પત્ની છે. તેમને કપિલાગૌરી (૧૧), શાન્તાગૌરી (૭) ને સંતોક (૪) ત્રણ પુત્રીઓ ને જટાશંકર (૧) એક પુત્ર છે.

**પચ્છેગામ**—કશ્યપ ગોત્ર—(૧) રા. નાગરદાસ ઇશ્વરજી ભટ્ટ (૪૮) ભાવનગર સ્ટેટમાં ચીફ કસ્ટમ ઇન્સ્પેક્ટર છે, અને પગાર રૂા. ૬૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૪૪) છે. તેમને અંબાશંકર (૨૨) પુત્ર છે, તે મેડિકલ લાઇનનો અભ્યાસ કરે છે. સૌ. શોભદ્રા (૨૦) અંબાશંકરનાં પત્ની છે; ને તેમને એક વરસની પુત્રી છે.

(૨) રા. વૈકુંઠરાય રામશંકર ભટ્ટ (૫૨) ભાવનગર સ્ટેટમાં નોકરી કરે છે. ને પગાર રૂા. ૧૨) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગિરિજા (૫૦) છે. તેમને પ્રતાપરાય (૧૯) પુત્ર છે, તે અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે. સૌ. પાર્વતી (૧૮) પ્રતાપરાયનાં પત્ની છે.

(૩) ગં. સ્વ. હરિ (૬૦) સ્વ. ગિરિજાશંકર મોરારજીનાં પત્ની છે.

(૪) ગં. સ્વ. શીવ (૫૦) સ્વ. જટાશંકર મોરારજીનાં પત્ની છે. તેમને ત્રણ પુત્ર છે. તેમાં સૌથી મોટા રા. લાભશંકર (૩૨) નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરીચ્છા (૩૦), ને પુત્રનું નામ દત્તાત્રય (૬) છે. રા. રતિલાલ જટાશંકર (૨૮) નડિયાદમાં ફોજદાર છે ને પગાર રૂા. ૪૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મહાલક્ષ્મી (૨૭) છે. તેમને હર્ષદરાય (૬), યશવંતરાય (૪) ને દીનકર (૨) મળી ત્રણ પુત્ર છે. રા. નર્મદાશંકર (૨૦) સ્વ. જટાશંકરના નાના પુત્ર થાય. તેમનાં પત્નીનું નામ સૌ. સૌભદ્રા (૧૮), ને પુત્રનું નામ ચંદુલાલ (૨) છે.

(૫) રા. મોહનલાલ ઐધર ભટ્ટ (૪૩) લગભગ પંદર વર્ષથી વડનગરમાં વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અચી (૪૩) છે. તેમને અન્નપૂર્ણા (૧૧) ને પુરી (૬) બે પુત્રીઓ ને મફતલાલ (૩) એક પુત્ર છે.

(૬) રા. કેશવલાલ મણિશંકર ભટ્ટ (૫૧) જ્યોતિષનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૪૧) છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. પ્રભાશંકર (૨૩) રાજકોટની ટ્રે. કોલેજના ત્રીજા વર્ષમાં પાસ થએલા છે, ને ભાવનગર સ્ટેટમાં સ્કૂલમાસ્તર તરીકે કામ કરે છે. તેમનાં પત્ની સૌ. અજવાળી (૨૧) છે; ને તેમને બબલી (૪) પુત્રી ને બટુક (૧) પુત્ર છે. પ્રભાશંકરથી નાના લક્ષ્મીશંકર (૧૮) ને તેથી નાના નંદલાલ (૯) છે. બેન મંગળાગૌરી (૪) કેશવલાલનાં. પુત્રી છે.

(૭) રા. રામભટ નરભેરામ (૭૫) બ્યાજ વટાવનો ધંધો કરે છે. તેમને બે પુત્ર હતા, તેમાં મોટા સ્વ. કરૂણાશંકરનાં પત્ની ગં. સ્વ. જૂઠી (૫૫) છે; ને નાના રા. મહાશંકર (૪૫) છે. મહાશંકરનાં પત્નીનું નામ સૌ. વેણી (૪૫) છે. તેમને પ્રભાશંકર (૧૫) પુત્ર છે તે અંગ્રેજી અભ્યાસ કરે છે. સૌ. મોંઘી (૧૩) પ્રભાશંકરનાં પત્ની છે.

(૮) ગં. સ્વ. જીવી (૫૫) સ્વ. મોરારજી અમરજી ભટ્ટનાં પત્ની છે. તેમને ત્રણ પુત્ર હતા, તેમાં સૌથી મોટા સ્વ. અંબાશંકરનાં બીજી વારનાં પત્ની ગં સ્વ. શાન્તાગૌરી (૧૨) છે. રા. વાસુદેવ (૩૨) મોરારજી ભટ્ટના વચ્ચેટ પુત્ર છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૩૦) છે. તેમને ભગવાનલાલ (૧૬), માણેકલાલ (૧૨), મુળશંકર (૮), શાન્તીલાલ (૫) ને છોટાલાલ (૩) મળી પાંચ પુત્ર ને કમળાગૌરી (૧) પુત્રી છે. ગં. સ્વ. હરીચ્છા (૨૭) સૌથી નાના સ્વ. પુરૂષોત્તમનાં પત્ની છે, તેમને રમાગૌરી (૫) નામની એક પુત્રી છે.

(૯) રા. લક્ષ્મીશંકર અમરજી ભટ્ટ (૩૮) તાલુકા કામદાર છે ને માસિક રૂા. ૮) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. દિવાળી (૩૮) છે. તેમને સવાઇલાલ (૭) ને મુળશંકર (૪) બે પુત્ર છે.

(૧૦) રા. ઉમાશંકર ભાઇશંકર ભટ્ટ (૪૦) ભાવનગરમાં દરબારી હિસાબી ખાતામાં કારકુન છે, ને પગાર રૂા. ૧૫) મળે છે. તેમણે 'પ્રેકટીકલ ફાર્મસીસ્ટ'ની ડીગ્રી લીધેલી છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૩૬) છે. ઉમાશંકરના નાનાભાઈ રા. દામોદર (૨૨) બી. એ. નો અભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મંગળાગૌરી (૨૨) છે. ગં. સ્વ. કુંવર (૬૬) ઉમાશંકરનાં માતુશ્રી છે.

(૧૧) રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ (૫૭) ભાવનગરની મુખ્ય ગુજરાતી સ્કૂલના હેડ માસ્તર છે. ને પગાર રૂા. ૬૦) મળે છે તેઓ લેખક તરીકે પણ સારૂં કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પાર્વતી (૫૬) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટાનું નામ રા. સંતોષરામ (૩૦) છે. તેઓ ચાર વર્ષથી

તળાજામાં ડૉકટર તરીકે કામ કરે છે, ને પગાર રૂ. ૪૦) મળે છે. સૌ. ગિરિજા (૨૮) સંતોષરામનાં પત્ની છે, તેમને રવિશંકર (૭) પુત્ર ને ભાનુમતી (૨) પુત્રી છે. રા. ઉદયશંકર (૨૭) રા. દેવશંકરના નાના પુત્ર છે. તેઓ ભાવનગરમાં ઓડિટ ઓફિસમાં કલાર્ક છે ને પગાર રૂ. ૧૮) મળે છે. તેમનાં વહુનું નામ સૌ. નર્મદા (૨૭) છે. તેમને રતિલાલ (૯), ચંદ્રશંકર (૫) ને જયદેવ (૩) મળી ત્રણ પુત્ર છે.

(૧૨) રા. નર્મદાશંકર ઉત્તમરામ ભટ્ટ (૪૫) વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. રેવા (૪૭) છે.

(૧૩) રા. ઈશ્વર હીરજી ભટ્ટ (૭૨) ઉત્તમ વૈદ છે, તેમજ તેમનું સંસ્કૃત જ્ઞાન પણ ઘણું સારૂં છે. લગભગ ૧૧ વર્ષથી તેઓ બોટાદમાં વૈદકનો ધંધો કરે છે. તેમના પુત્ર રા. નથુશંકર (૩૭) પણ સારા વૈદ છે ને વિદ્વાન્ છે. સૌ. પાન (૩૬) રા. નથુશંકરનાં પત્ની છે. તેમને બે પુત્ર છે. મોટાનું નામ જટાશંકર (૨૦) છે ને નાનાનું નામ ભાલચંદ્ર (૧૫) છે, જટાશંકરનાં વહુનું નામ સૌ. લક્ષ્મી (૧૫) છે ને તેમને એક પુત્રી છે. ભાલચંદ્રનાં વહુનું નામ સૌ. પુરી (૧૩) છે. રા. કુંવરજી (૫૦) ઇશ્વરજીના ભાઈ છે.

(૧૪) રા. નાગરલાલ કેશવલાલ ભટ્ટ (૩૦) ખંભાત તરફ વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. ડાહી (૧૭) છે.

(૧૫) ગં. સ્વ. ગંગા (૬૦) સ્વ. રઘનાથ ભવાનીશંકર ભટ્ટનાં પત્ની છે. તેમને ચાર પુત્ર હતા. તેમાંના સૌથી મોટા સ્વ. ઉમીયાશંકરના પહેલીવારનાં પત્નીના પુત્ર રા. ગજાનન (૨૧) બી. એ. થએલા છે. સૌ. શાન્તા (૧૨) ગજાનનનાં વહુ છે. સ્વ. ઉમીયાશંકરનાં બીજીવારનાં પત્ની ગં. સ્વ. નર્મદા (૩૦) છે, તેમને કમળાશંકર (૧૧) ને બાબુ (૨) બે પુત્ર, ને જયન્તિકા (૫) પુત્રી છે. રા. દેવશંકર (૪૦) સ્વ. રઘનાથ ભટ્ટના બીજા પુત્ર છે, તેઓ ધંધુકામાં લોકલ ફંડ કારકુન છે, ને પગાર રૂ. ૨૦) મળે છે. તેમની વહુનું નામ સૌ. રામકુંવર (૩૯) છે. તેમને શાન્તીલાલ (૧૬) પુત્ર છે તે અંગ્રેજી પાંચમું ધોરણ ભણે છે. સૌ. ગૌતમ (૧૩) શાન્તીલાલનાં વહુ થાય. રા. ગિરિજાશંકર (૩૫) સ્વ. રઘનાથ ભટના ત્રીજા પુત્ર છે. તેઓ તલાટીનું કામ કરે છે, ને પગાર રૂ. ૧૨) મળે છે. તેમનાં વહુનું નામ સૌ. સંતોક (૧૩) છે. રા. છોટાલાલ (૩૨) સ્વ. રઘનાથ ભટ્ટના સૌથી નાના પુત્ર છે, તેઓ પચ્છેગામમાં કામદારૂં કરે છે. તેમની વહુનું નામ સૌ. મોંઘી (૨૦) છે.

(૧૬) રા. ભાનુશંકર કૃષ્ણારામ ભટ્ટ (૪૧) ધંધાર્થે ભાવનગરમાં રહે છે. તેમની વહુનું નામ સૌ. હીર (૩૯) છે. તેમને ત્રણ પુત્ર છે. સૌથી મોટા રા. લાભશંકર (૨૨) નોકરી કરે છે ને રૂ. ૧૨) પગાર મળે છે. તેથી નાના મગનલાલ (૧૭), ને તેથી નાના અનંતરાય (૧૧) છે. બેન મહાલક્ષ્મી (૬) ભાનુશંકરની પુત્રી છે.

(૧૭) રા. વિશ્વનાથ કૃષ્ણારામ ભટ્ટ (૩૭) ભાવનગર સ્ટેટમાં નોકરી કરે છે, ને રૂ. ૧૮) નો પગાર મળે છે. તેમનાં બીજીવારનાં પત્ની સૌ. મુક્તા (૨૨) છે. રા. વિશ્વનાથને, બાળકૃષ્ણ (૧૧) પુત્ર અને સરસ્વતી (૭), વિદ્યાગૌરી (૫) ને બબલી (૧) ત્રણ પુત્રીઓ છે.

(૧૮) રા. અંબાશંકર કૃષ્ણારામ ભટ્ટ (૩૪) સીહોરમાં પોલીસપટેલ છે. તેમની વહુનું નામ સૌ. ગિરિજા (૩૦) છે, ને તેમને બટુકપ્રસાદ (૬) નામનો એક પુત્ર છે.

(૧૯) રા. નાનાલાલ કૃષ્ણારામ ભટ્ટ (૨૭) સ્કૂલ માસ્તર છે. તેમની વહુનું નામ સૌ. ત્રિવેણી (૧૯), ને પુત્રીનું નામ બબલી (૧) છે.

(૨૦) ગં. સ્વ. ઝવેર (૫૩) સ્વ. ગણેશજી જદુરામ ભટ્ટનાં પત્ની છે. તેમને ત્રણ પુત્ર છે તેમાં સૌથી મોટા રા. હરિપ્રસાદ (૩૫) ચા ને દૂધનો વ્યાપાર કરે છે. તેમની વહુનું નામ સૌ. મણિ (૩૦) છે. રા. વાસુદેવ (૨૬) સ્વ. ગણેશજીના વચેટ પુત્ર છે, તેઓ નોકરી કરે છે. તેમની વહુનું નામ સૌ. મુક્તા (૨૧) છે, ને તેમને અનન્તરાય (૭) ને માર્કંડરાય (૨) બે પુત્ર અને હરીચ્છા (૪)

નામની એક પુત્રી છે. રા. હરિશ્ચંદ્ર (૨૬) સૌથી નાના ભાઇ છે. તેઓ પણ નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શિવગૌરી (૧૨) છે.

(૨૧) ગં. સ્વ. ગિરિજા (૫૫) સ્વ. અનોપરામ અવલરામ ભટ્ટનાં પત્ની છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. પરમાણંદ (૩૪) છે, ને તેમની વહુનું નામ સૌ. આણંદ (૩૧) છે. તેમને ચુનીલાલ (૧૨) સત્રાઇલાલ (૭) ને પ્રભાશંકર (૫) ત્રણ પુત્રો છે. કનૈયાલાલ (૧૮) પરમાણંદના નાનાભાઇ છે, તેઓ અંગ્રેજી ભણે છે. તેમની વહુનું નામ સૌ. ગૌતમ (૧૭) છે.

(૨૨) રા. જટાશંકર કરશનજી ભટ્ટ (૬૮) સારા પ્રતિષ્ઠિત વૈદ્યરાજ છે. પીંગળનું જ્ઞાન પણ તેમને છે. તેમનાં ધર્મપત્નીનું નામ સૌ. કેસર (૬૦) છે. તેમને બે પુત્ર છે, તેમાંના નાના રા. સંતોષરામ (૩૫) ફોજદાર છે; ને માસિક રૂ. ૫૦) મળે છે. તેમની વહુનું નામ સૌ. મણિ (૩૨) છે. તેમને અજવાળી (૧૦), શાન્તાગૌરી (૭) ને બાઉડી (૫) મળી ત્રણ પુત્રીઓ છે.

(૨૩) રા. અંબાશંકર (૪૮) રા. જટાશંકર કરશનજીના મોટા પુત્ર છે. તેઓ પણ વૈદ્યનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. હરી (૩૫) છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. ગિરિજાશંકર (૨૨) છે, તેઓ અંગ્રેજીમાં પ્રિવિયસ સુધી અભ્યાસ કરીને કલકત્તામાં કોલસાની ખાણ સંબંધી શીખવાને ગયા છે. તેમની વહુનું નામ સૌ. વહુ (૨૨) છે, ને તેમને અનંતરાય (૮) પુત્ર છે. જગજીવન (૧૦) ને દેવશંકર (૫) રા. અંબાશંકરના પુત્રો છે ને વિદ્યાભ્યાસ કરે છે.

(૨૪) રા. લક્ષ્મીશંકર નરોત્તમ ભટ્ટ (૫૦) સારા વિદ્વાન્ છે, તેમજ વૈદ્યના ધંધામાં પણ કુશળ છે. કેટલાક વિદ્યાર્થીઓને તો તેઓ આયુર્વેદનું અધ્યાપન પણ કરાવે છે. વળી તેઓએ આવસ્થ્ય લીધેલું છે. તેમનાં ધર્મપત્નીનું નામ સૌ. રેવા (૫૦) છે. તેમને અનંતપ્રસાદ (૮) એક પુત્ર ને બેન મહાલક્ષ્મી (૧૦) પુત્રી છે.

(૨૫) રા. બહેચર શિવશંકર ભટ્ટ (૪૭) વૈદ્યનો ધંધો કરે છે. તેમનાં વહુનું નામ સૌ. ગિરિજા (૪૬) છે. તેમને વામનરાય (૧૮) પુત્ર છે, તેમણે સંસ્કૃત અભ્યાસ સારો કર્યો છે; ને હજુ [illegible] ચાલુ છે. સૌ. ગૌતમ (૧૮) વામનરાયનાં પત્ની છે.

(૨૬) રા. ગિરિજાશંકર શિવશંકર ભટ્ટ (૩૫), ને તેમનાં વહુનું નામ પણ સૌ. ગિરિજા (૩૩) છે. તેમને રામનારાયણ (૧૧) ને દામોદર (૮) બે પુત્ર છે.

(૨૭) રા. ઇશ્વરલાલ ભાઇશંકર ભટ્ટ (૪૫) સારા વિદ્વાન્ છે. તેમનું વૈદક જ્ઞાન પણ ઘણું સારૂં છે. તેઓ લગભગ ૮ વર્ષથી રાણપુરમાં વૈદ્યનો ધંધો છે. તેમની વહુનું નામ સૌ. જડી (૪૫) છે. તેમના પુત્ર રા. મગનલાલ (૨૮) પણ વૈદકનો ધંધો કરે છે. સૌ. અજવાળી (૨૨) રા. મગનલાલનાં પત્ની છે. તેમને શાન્તાગૌરી (૭) પુત્રી ને ભાસ્કરરાવ (૧) પુત્ર છે. રા. લક્ષ્મીશંકર ભાઇશંકર (૩૩) રા. ઇશ્વરલાલના નાના ભાઇ છે. તેઓ સ્કૂલ માસ્તર છે ને પગાર રૂ. ૧૦) મળે છે. તેમની વહુનું નામ સૌ. જડી (૩૨) છે, ને તેમને હરિલક્ષ્મી (૨) એક પુત્રી છે.

(૨૮) રા. બકોર ઉર્ફે રામભટ ગંગાધર ભટ્ટ (૫૫) વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. કુંવર (૫૪) છે. તેમને અંબાશંકર (૨૩) પુત્ર છે, તે મેટ્રિકનો અભ્યાસ કરે છે. સૌ. મણી (૨૦) અંબાશંકરનાં પત્ની છે.

(૨૯) રા. અમરજી દયારામ ભટ્ટ (૬૫) વૈદકનો ધંધો કરે છે, તેમને બે પુત્ર છે, તેમાં નાના રા. લક્ષ્મીશંકર (૩૮) છે, તેઓ પણ વૈદકનોજ ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. દુર્ગા (૩૬) છે, ને તેમને પ્રભાશંકર (૧૧) પુત્ર છે, તે અભ્યાસ કરે છે.

(૩૦) રા. પોપટલાલ (૪૩) રા. અમરજી દયારામના મોટા પુત્ર છે. તેઓ પણ વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. શિવકુંવર (૪૨) છે, તેમને ચાર પુત્ર છે. સૌથી મોટા રા. નર્મદાશંકર (૨૭) નોકરી કરે છે, ને રૂ. ૨૫) નો પગાર લાવે છે. તેમની વહુનું નામ સૌ. મંગળાગૌરી

(૨૩) છે, તેમને પ્રતાપરાય (૭) ને કાન્તીલાલ (૨) બે પુત્ર છે. રતિલાલ (૧૬) મણિશંકર (૧૨) ને શાન્તિલાલ (૨) રા. પોપટલાલના પુત્રો છે.

(૩૧) રા. **રામભટ દયારામ** ભટ્ટ (૬૦) નોકરી કરે છે ને માસિક રૂા. ૧૦ મળે છે. તેમની વહુનું નામ સૌ. જાડી (૫૪) છે. તેમને બે પુત્ર છે. તેમાં નાનાનું નામ રા. ઘેલાભાઈ ઉર્ફે છોટાલાલ (૨૩) છે, તેઓ અંગ્રેજી સ્કૂલના માસ્તર છે; ને પગાર રૂા. ૧૫ મળે છે. તેમની વહુનું નામ સૌ. નર્મદા (૨૦) છે.

(૩૨) રા. **જટાશંકર** (૩૫) રા. રામભટ દયારામના મોટા પુત્ર છે. તેઓ સિહોરમાં તાલુકા સ્કૂલમાં આસિ. માસ્તર છે. ને પગાર રૂ. ૧૦) મળે છે. તેમની વહુનું નામ સૌ. હરકુંવર (૩૧) છે ને પુત્રીનું નામ દોલતગૌરી (૪) છે.

(૩૩) રા. **યજ્ઞેશ્વર વિશ્વનાથ** ભટ્ટ (૪૩) લગભગ ૧૩ વર્ષથી સિહોરમાં રહે છે, ને ત્યાં ઇજનેર–કલાર્ક તરીકે રૂા. ૧૮) ના પગારથી કામ કરે છે. તેમનાં વહુનું નામ સૌ. જીવી (૩૨) છે. તેમને માણેકલાલ (૧૩), નૃસિંહપ્રસાદ (૧૦) ને સવાઇલાલ (૧) ત્રણ પુત્રો છે.

(૩૪) રા. **નર્મદાશંકર વિશ્વનાથ** ભટ્ટ (૪૦) નોકરી કરે છે ને માસિક રૂા. ૨૦) મળે છે. તેઓ હમણા એક વર્ષથી બોટાદમાં છે. તેમનાં વહુનું નામ સૌ. મોંઘી (૩૯) છે, ને તેમને જયા (૬) ને બચુ (૩) બે પુત્રીઓ છે.

(૩૫) રા. **અમૃતલાલ વિશ્વનાથ** ભટ્ટ (૩૪) ગુજરાતી સ્કૂલ માસ્તર છે ને માસિક રૂ. ૧૦) મળે છે. તેમણે સંસ્કૃત અભ્યાસ સારો કરેલો છે. તેમની વહુનું નામ સૌ. આનંદકુંવર (૨૭) છે. તેમને વિષ્ણુપ્રસાદ (૧૦), પ્રતાપરાય (૭) ને વિનાયક (૪) ત્રણ પુત્ર, ને બચુડી (૨) એક પુત્રી છે.

(૩૬) રા. **અંબાશંકર વૈકુંઠજી** ભટ્ટ (૩૮) નોકરી કરે છે ને માસિક રૂ. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૪૧) છે. તેમને શોભદ્રા (૧૧) નામની એક પુત્રી છે. ગં. સ્વ. કાશીબાઇ (૫૦) વિધવા છે, તે કોનાં પત્ની છે તે જણાયું નથી.

(૩૭) રા. **નાગરદાસ વૈકુંઠજી** ભટ્ટ (૩૦) તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૨૫) છે. તેમને એક પુત્ર ને એક પુત્રી છે તેમનાં નામ જાણવામાં આવ્યાં નથી.

(૩૮) રા. **ગિરિજાશંકર કરૂણાશંકર** ભટ્ટ (૫૭) તાલુકા સ્કૂલ માસ્તર છે અને પગાર રૂ. ૪૦) મળે છે. તેઓ જ્ઞાત્યુન્નતિ માટે સારો ઉત્સાહ ધરાવે છે તેમજ પ્રસંગાનુસાર કાવ્યો ને લેખો પણ સારી રીતે લખી શકે છે. તેમનાં ધર્મપત્નીનું નામ સૌ. કુંવર (૫૦) છે. તેમને ચાર પુત્ર છે તેમાંના મોટા બે ધંધાર્થે બહાર ગામ રહે છે, ને તેથી નાના રા. રતિલાલ (૨૩) અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે. તેમની વહુનું નામ સૌ. ત્રિવેણી (૨૦) છે અને તેમને જયાગૌરી (૧) એક પુત્રી છે. રા. નંદલાલ (૧૮) માસ્તર સાહેબના સૌથી નાના પુત્ર છે ને તેઓ પણ અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે. તેમની વહુનું નામ સૌ. વિદ્યાગૌરી (૧૩) છે.

(૩૯) રા. **નથુશંકર** (૩૦) રા. ગિરિજાશંકર માસ્તરના સૌથી મોટા પુત્ર છે. તેઓ લગભગ દશ વર્ષથી પાલીતાણામાં નોકરી કરે છે. હાલમાં હિસાબી ખાતામાં શિરસ્તદાર છે ને પગાર રૂ. ૩૦) મળે છે. તેમની વહુનું નામ સૌ. નર્મદા (૨૮) છે. તેમને ચંદ્રશંકર (૫) પુત્ર અને દેવગૌરી (૮) ને હીરાગૌરી (૨) બે પુત્રીઓ છે.

(૪૦) રા. **હરિલાલ** (૨૫) રા. નથુશંકર ગિરિજાશંકરના નાનાભાઇ છે. તેઓ ભાવનગર સ્ટેટની ઇન્જીનીયર ઓફીસમાં ડ્રાફ્ટસમેન તરીકે રૂ. ૨૧) ના પગારથી કામ કરે છે. તેમની વહુનું નામ સૌ. વિદ્યાગૌરી (૧૮) છે.

(૪૧) રા. **માધવજી કરશનજી** ભટ્ટ (૬૮) સારા વૈદ્ય છે. તેમને ચાર પુત્રો છે. તેમાંના ત્રણ પુત્રો ધંધાર્થે બહાર ગામ રહે છે. અને રા. મોહનલાલ (૩૧) જે ત્રીજા પુત્ર છે તેઓ પચ્છેગામમાંજ

રહે છે. તેમણે સંસ્કૃત અભ્યાસ સારો કર્યો છે ને કથાવાર્તા ને વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અંબાગૌરી (૨૬) છે, ને તેમને વિષ્ણુપ્રસાદ (૮), માહેશ્વર (૭) ને મણિશંકર ત્રણ પુત્ર અને લલીતાગૌરી (૫) એક પુત્રી છે.

(૪૨) રા. પ્રભાશંકર (૪૪) રા. માધવજી ભટ્ટના સૌથી મોટા પુત્ર છે. તેઓ રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં બીજા વર્ષમાં પાસ થએલા છે અને સ્કુલ માસ્તર તરીકે કામ કરે છે. હાલમાં તેમને માસિક રૂ. ૨૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. આનંદ (૩૧) છે. તેમને માણેકલાલ (૧૬), કાન્તીલાલ (૧૪), દામોદર (૧૧) ને બાળકૃષ્ણ (૮) ચાર પુત્ર અને વિજયાગૌરી (૬) ને ઉમીયાગૌરી બે પુત્રીઓ છે. સૌથી મોટા પુત્ર માણેકલાલનાં પત્નીનું નામ સૌ. શોભદ્રા (૧૪) છે, ને તેથી નાના કાન્તીલાલનાં પત્નીનું નામ સૌ. શાન્તાગૌરી (૧૩) છે.

(૪૩) રા. પુરૂષોત્તમ (૪૦) રા. માધવજી ભટ્ટના બીજા પુત્ર છે. તેઓ ભાવનગરમાં કસ્ટમ ખાતામાં કારકુન તરીકે રૂ. ૧૨) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિકુંવર (૪૦) છે. તેમને ગુલાબરાય (૧૯) એક પુત્ર છે, તે મેટ્રિકનો અભ્યાસ કરે છે.

(૪૪) રા. જીવનરામ (૨૬) રા. માધવજી ભટ્ટના સૌથી નાના પુત્ર છે. તેઓ ભાવનગર સ્ટેટમાં રૂ. ૧૫) ના પગારથી નોકરી કરે છે. તેમનાં ધર્મપત્નીનું નામ સૌ. શિવગૌરી (૨૮) છે. તેમને પદ્માવતી (૪) ને મંગળાગૌરી (૧) બે પુત્રીઓ છે.

(૪૫) રા. જટાશંકર કરશનજી ભટ્ટ (૫૦) ભાવનગર સ્ટેટમાં ફોજદાર છે, ને તેમને પગાર રૂા. ૩૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૪૮) છે, ને તેમને શાન્તાગૌરી (૧૧) પુત્રી છે.

(૪૬) રા. જગજીવન કરશનજી ભટ્ટ (૪૫) વડોદરામાં લેવાતી વૈદકીય પરીક્ષામાં પાસ થએલા છે. વળી તેઓ વિદ્વાન્ પણ છે, અને વૈદકનો ધંધો છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગૌતમલક્ષ્મી (૨૬) છે. તેમને અજવાળી (૧૧) ને નંદકુંવર (૮) બે પુત્રીઓ અને જયન્તીલાલ (૫) ને મનસુખલાલ (૩) બે પુત્રછે.

(૪૭) રા. શંકરલાલ ત્રિભોવન ભટ્ટ (૫૫) વૈદકનો ધંધો કરે છે. તેમના પુત્ર રા. વેણીલાલ (૨૭) સ્કૂલમાસ્તર છે ને માસિક રૂા. ૭) મળે છે. વેણીલાલને, કમળાગૌરી (૮) પુત્રી ને પુરૂષોત્તમ (૩) પુત્રછે:

(૪૮) રા. નાગરલાલ ત્રિભોવન ભટ્ટ (૪૪) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૩૨) છે. તેમને હરિલાલ (૧૫) એક પુત્ર અને શોભદ્રા (૯), આણંદ (૫) ને શાન્તાગૌરી (૨) ત્રણ પુત્રીઓ છે. હરિલાલની વહુનું નામ સૌ. હરકુંવર (૧૩) છે.

(૪૯) રા. કેશવલાલ ભાઇશંકર ભટ્ટ (૫૦) વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. સંતોક (૫૦) છે. તેમને ત્રણ પુત્ર હતા. તેમાં સૌથી મોટા સ્વ. વાસુદેવનાં પત્ની ગં. સ્વ. પુરી (૩૧) છે. રા. નટવરલાલ (૨૬) વચેટ પુત્ર છે, તેઓ પણ વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. મંગળાગૌરી (૧૨) છે. રા. પ્રાણશંકર (૨૦) રા. કેશવલાલના નાના પુત્ર છે, તે વિદ્યાભ્યાસ કરે છે; ને તેમની વહુનું નામ સૌ. ગોમતી (૨૦) છે. તેમને એક નાની પુત્રી પણ છે. ગં. સ્વ. અંબા (૪૫) રા. કેશવલાલના નાના ભાઇ સ્વ. નર્મદાશંકરનાં પત્ની છે, અને ગં. સ્વ. હેતા (૩૫) રા. કેશવલાલના સૌથી નાના ભાઇ સ્વ. દામોદરનાં પત્ની છે.

(૫૦) રા. જગજીવન દેવશંકર ભટ્ટ (૨૬) રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં ત્રીજા વર્ષમાં પાસ થએલા છે, અને હાલમાં કરાંચીમાં શિક્ષક તરીકે કામ કરે છે. તેમની વહુનું નામ સૌ. શોભદ્રા (૨૨) છે. ગં. સ્વ. સંતોક (૫૦) જગજીવનનાં માતુશ્રી થાય.

(૫૧) રા. હરિશંકર નીલકંઠ ભટ્ટ (૪૭) વૈદકનો ધંધો કરે છે. તેમને ભાનુશંકર (૧૨) પુત્ર ને મોંઘી (૫) પુત્રી છે.

(૫૨) રા. હરિશંકર રામભટ (૪૧) વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરકુંવર (૪૦) છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં મોટા ઇશ્વિરલાલ (૧૬) અંગ્રેજી અભ્યાસ કરે છે;

અને તેમનાં વહુનું નામ સૌ. અંતોક (૧૫) છે. પ્રભાશંકર (૧૨) ને ભગવાનલાલ (૧) રા. હરિશંકરના પુત્રો છે.

(૫૩) રા. ગણેશ લાલજી ભટ્ટ (૬૨) ઘણા સારા વિદ્વાન્ છે. જ્યોતિર્વિદ્યામાં તો તેઓ પ્રવીણ છે. તેમના પુત્ર રા. મૂળશંકર (૩૨) ભાવનગરમાં હોટેલ ચલાવે છે. સૌ. જીજી (૩૦) રા. મૂળશંકરનાં પત્ની છે, અને તેમને માણેકલાલ (૭), ભાલચંદ્ર (૪) ને કનૈયાલાલ (૨) ત્રણ પુત્રો છે.

(૫૪) રા. હરિશંકર શંકરલાલ ભટ્ટ (૪૦) ટ્રેનિંગ કોલેજમાં બીજા વર્ષમાં પાસ થએલા છે. ને સ્કૂલ માસ્તર તરીકે રૂ. ૧૫) પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ જાણવામાં નથી, પણ તેમની ઉમ્મર (૨૦) વર્ષની છે. તેમને લાભશંકર (૫) ને રવિશંકર (૧) બે પુત્ર છે. ગં. સ્વ. આદી (૬૨) રા. હરિશંકરનાં માતુશ્રી છે.

(૫૫) રા. ચુનીલાલ ઇશ્વરલાલ ભટ્ટ (૪૦) બી. એ. થએલા છે. તેઓ હમણા જેતપુરમાં પોસ્ટમાસ્તર છે, અને રૂ. ૧૨૫) નો પગાર છે. તેમનાં પત્નીનું નામ સૌ. જીવી (૩૮) છે, તેમને બે પુત્ર ને એક પુત્રી છે. મોટા પુત્ર ભાનુશંકર (૧૮) અંગ્રેજી પાંચમું ધોરણ ભણે છે. તેમની વહુનું નામ સૌ. ત્રિવેણી (૧૬) છે. રા. ચુનીલાલના નાના પુત્રનું ને પુત્રીનું નામ જાણવામાં નથી. પણ તેમની ઉમ્મર અનુક્રમે (૫) ને (૧) જાણવામાં છે.

(૫૬) ગં. સ્વ. રેવા (૩૫) સ્વ. કેશવલાલ મહાનંદનાં પત્ની છે. તેમના મોટા પુત્ર રા. હરિલાલ (૧૮) ગુજરાતી શિક્ષક છે ને માસિક રૂ. ૯) મળે છે. તેમની વહુનું નામ સૌ. નર્મદા (૧૭) છે. રતિલાલ (૧૫) સ્વ. કેશવલાલના નાના પુત્ર, ને મોંઘી (૮) પુત્રી છે.

(૫૭) ગં. સ્વ. લાડકુંવર (૭૩) સ્વ. દેવનાથ હીરજી ભટનાં પત્ની છે. તેમને બે પુત્ર છે. મોટા રા. પુરૂષોત્તમ (૪૯) છે, તેઓ વૈદકનો ધંધો કરે છે. તેમનાં વહુનું નામ સૌ. રેવા (૪૯) છે, અને તેમને ધીરજલાલ (૧૩) એક પુત્ર છે. સૌ. વૃજકુંવર (૧૧) ધીરજલાલનાં પત્ની છે. રા. પ્રાણશંકર (૩૮) રા. પુરૂષોત્તમના નાના ભાઇ છે, તેઓ પણ વૈદકનો ધંધો કરે છે. તેમનાં વહુનું નામ સૌ. મોંઘી (૨૭) છે; અને તેમને દેવકુંવર (૧૧), શાન્તી (૮) ને સવિતા (૧) ત્રણ પુત્રીઓ અને જગજીવન (૪) એક પુત્ર છે.

(૫૮) રા. પ્રભાશંકર પ્રભુરામ ભટ્ટ (૮૪) સારા વૈદ્યરાજ છે. તેઓ લગભગ એક વરસથી આંખે દેખી શકતા નથી, છતાં વૈદાનું કામ કરી શકે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગોમતી (૬૦) છે. તેમને પાંચ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. નાગરલાલ (૪૫) છે. તેઓ વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં વહુનું નામ સૌ. ઉજમ (૪૪) છે. રા. નાગરલાલને બે પુત્ર છે તેમાંના મોટા રા. ભોળાનાથ (૨૧) કરાચીમાં રૂ. ૨૦) ના પગારથી નોકરી કરે છે. અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી તેમણે અભ્યાસ પણ કરેલો છે. તેમનાં વહુનું નામ સૌ. અજવાળી (૧૮) છે. બાબુભાઇ (૧૦) રા. નાગરદાસના નાના પુત્ર છે, અને શાન્તાગૌરી (૬) ને દેવકુંવર (૩) તેમની પુત્રીઓ છે.

(૫૯) રા. મોહનલાલ પ્રભાશંકર ભટ્ટ (૪૨) લગભગ ૨૦ વર્ષથી કરાંચીમાં રહે છે. હમણા તેઓશ્રી ત્યાં ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છે, અને રૂ. ૧૦૦) માસિક પગારના મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શ્યામલક્ષ્મી (૪૦) છે. તેમને ત્રણ પુત્ર ને એક પુત્રી છે, મોટા પુત્રનું નામ હર્ષદરાય (૧૫) છે તે અંગ્રેજી ભણે છે, ને તેમની વહુનું નામ સૌ. સવિતાગૌરી (૧૩) છે. ભાનુશંકર (૫) ને પ્રહ્લાદ (૩) એ રા. મોહનલાલના નાના પુત્રો છે. ને એક પુત્રી છે તેનું નામ જાણવામાં નથી પણ તેની ઉમ્મર એક વર્ષની છે.

(૬૦) રા. જયન્તીલાલ પ્રભાશંકર ભટ્ટ (૩૮) પચ્છેગામમાંજ રહીને વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. ગિરિજા (૩૫) છે. તેમને જટાશંકર (૧૨) પુત્ર ને ગંભીરા (૨) પુત્રી છે.

(૬૧) રા. નર્મદાશંકર પ્રભાશંકર ભટ્ટ (૩૫) મેટ્રિકની પરીક્ષામાં પાસ થએલા છે, અને લગભગ પંદર વર્ષથી તેઓ કરાંચીમાં રહે છે. હમણા તેઓ ત્યાં સ્કૂલ માસ્તર તરીકે કામ કરે છે, ને

રૂ. ૭૫) પગાર મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રાધાલક્ષ્મી (૩૦) છે. તેમને પ્રતાપરાય (૧૩), રમણીકરાય (૮), બાબુ (૩) ને બટુક (૧) મળી ચાર પુત્ર ને હીનમણિ (૬) એક પુત્રી છે. સૌથી મોટા પુત્ર પ્રતાપરાયનાં વહુનું નામ સૌ. મહાલક્ષ્મી (૧૨) છે.

(૬૨) રા. રામશંકર (૩૦) રા. પ્રભાશંકર પ્રભુરામ ભટ્ટના સૌથી નાના પુત્ર છે. તેઓ રાજકોટમાં ત્રીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલા છે ને સ્કૂલ માસ્તર તરીકે રૂ. ૧૫) ના પગારથી કામ કરે છે. તેમનાં વહુનું નામ સૌ. આનંદગૌરી (૩૦) છે.

(૬૩) રા. અમરજી પ્રભુરામ ભટ્ટ (૭૨) વૈદકનો ધંધો કરે છે. તેમને બે પુત્ર છે તેમાં નાના રા. જેઠાલાલ (૪૮) રતનપરમાં કામદાર તરીકે કામ કરે છે. સૌ. રામકુંવર (૪૮) રા. જેઠાલાલનાં પત્ની થાય, તેમને બે પુત્ર છે. મોટા રા. મણિશંકર (૨૮) વડોદ્રામાં સંગીતનો અભ્યાસ કરે છે. ને નાનાનું નામ નાનાલાલ (૨૧) છે, તેમણે વડોદ્રા સ્ટેટની 'ડીપ્લોમા ઓફ આર્ટ'ની પરીક્ષા પસાર કરી છે, અને હવે સંગીતનો અભ્યાસ કરે છે. રા. મણિશંકરનાં વહુનું નામ સૌ. ઉજમ (૨૭) છે, ને તેમને યશવંતરાય (૮) પુત્ર અને નર્મદા (૫) ને ભાગીરથી (૨) બે પુત્રીઓ છે. રા. નાનાલાલનાં વહુનું નામ સૌ. મંગળાગૌરી (૧૮) છે.

(૬૪) રા. યજ્ઞેશ્વર (૫૫) રા. અમરજી પ્રભુરામ ભટ્ટના મોટા પુત્ર છે. તેઓ લગભગ ૨૫ વર્ષથી કરાંચીમાં રહે છે, અને રૂ. ૩૦) ના પગારથી નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૩૮) છે.

કૌશિક ગોત્ર--(૬૫) રા. ભાઈશંકર પ્રાણજીવન શુક્લ (૫૫) શુક્લવૃત્તિ કરે છે. ને તેમના પુત્રનું નામ હરિલાલ (૧૭) છે.

પાલીતાણા--કશ્યપ ગોત્ર--(૧) રા. રણછોડલાલ ઉમીયાશંકર ભટ્ટ (૨૦) કસ્ટમ ખાતામાં નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગિરિજા (૧૮) છે, ને તેમને મંગળાગૌરી (૨) એક પુત્રી છે. રા. પોપટલાલ (૧૬) રા. રણછોડલાલના નાનાભાઈ છે; અને ગં. સ્વ. અનોપ (૪૧) તેમનાં માતુશ્રી છે.

(૨) ગં. સ્વ. ઉજમ (૩૦) સ્વ. દેવશંકર રઘુરામ ભટ્ટનાં પત્ની છે. તેમને પોપટલાલ (૧૨) ને કાનજી (૭) બે પુત્ર અને દુર્ગા (૫) એક પુત્રી છે.

(૩) રા. જયેષ્ઠારામ નૃસિંહરામ ભટ્ટ (૫૯) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ જાણવામાં નથી. તેમને નટવરલાલ (૮) ને મગનલાલ (૪) બે પુત્ર અને કુંદન (૧) એક પુત્રી છે.

(૪) રા. હરગોવિંદ જયશંકર ભટ્ટ (૪૫) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. સંતોક (૩૫) છે. તેમને ચંપકલાલ (૧૦) ને છોટાલાલ (૮) બે પુત્ર અને એક નાની પુત્રી છે. ગં. સ્વ. દયાકુંવર (૭૦) રા. હરગોવિંદનાં માતુશ્રી છે.

(૫) રા. મોહનલાલ જયશંકર ભટ્ટ (૪૦) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જીવી (૩૫) છે. તેમને ગુલાબરાય (૧૦), રમણિકલાલ (૮) ને પ્રતાપરાય (૬) ત્રણ પુત્ર અને શાન્તાગૌરી (૪) ને ભાગ્યથી (૧) બે પુત્રીઓ છે.

વચ્છસ ગોત્ર--(૬) રા. અમરજી દુર્ગારામ પંડ્યા (૬૫) કસ્ટમ વહીવટદાર છે, ને માસિક રૂા. ૫૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નવલ (૫૫) છે, ને તેમને ચાર પુત્ર છે. તેમાંના બે મોટા પુત્રનાં કુટુંબો હવે પછી આવશે. ત્રીજા રા. કુંવરજી (૩૧) કલાર્કની નોકરી કરે છે, ને માસિક રૂ. ૧૧) મળે છે. સૌથી નાના રા. નાગરદાસ (૨૨) છે, તેઓ બી. એ. નો અભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૧૨) છે.

(૭) રા. મોહનલાલ (૩૮) રા. અમરજી પંડ્યાના મોટા પુત્ર છે. તેઓ મ્યુનિસિપાલિટીમાં શીરસ્તેદાર છે ને માસિક રૂ. ૨૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. વિજકુંવર (૨૦) છે. તેમને રૂકિમણી (૫) ને લાભકુંવર (૨) બે પુત્રીઓ છે.

(૮) રા. નર્મદાશંકર (૩૪) રા. મોહનલાલ અમરજી પંડયાના નાનાભાઇ છે. તેઓ સારા વિદ્વાન્ છે. કાશીએ જઇને તેમણે સારી વિદ્યા પ્રાપ્ત કરી છે, ને હમણા સંસ્કૃતાધ્યાપક તરીકે કાર્ય કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. વેણી (૩૦) છે.

(૯) રા. અંબાશંકર રૂપરામ મહેતા (૩૦) નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરકુંવર (૨૦) છે, ને તેમને જયદેવ (૧) નામનો પુત્ર છે. રા. ચુનીલાલ (૧૯) રા. અંબાશંકરના નાનાભાઇ છે, ને તેઓ વિદ્યાભ્યાસ કરે છે.

બરવાળા-કૌશિક ગોત્ર—(૧) રા. કરૂણાશંકર મોરારજી શુક્લ (૩૬) શુક્લવૃત્તિ કરે છે. તેઓશ્રીએ વેદાધ્યયન ઘણું સારૂં કરેલું છે. તેમનાં પત્નીનું નામ સૌ. દિવાળી (૩૫) છે, ને તેમને ધનેશ્વર (૧૧), કમળાશંકર (૮) બે પુત્ર અને ડાહી (૩) પુત્રી છે.

વચ્છસ ગોત્ર—(૨) ગં. સ્વ. મણિકુંવર (૪૦) સ્વ. મગનલાલ ત્રિભુવન પંડયાનાં પત્ની છે. તેમને સવાઇલાલ (૮), રમણિકલાલ (૫) ને મન્વંતરાય (૩) ત્રણ પુત્ર અને રમાગૌરી (૧૨) ને બબલી (૧) બે પુત્રીઓ છે.

(૩) રા. જટાશંકર જગજીવન પંડયા (૩૧) હોટેલ ચલાવે છે. તેમનાં માતુશ્રીનું નામ ગં. સ્વ. રેવા (૫૨) છે.

(૪) રા. નાગરદાસ વૈકુંઠજી પંડયા (૫૩) રાજકોટની ટ્રેનિંગ કોલેજના બીજા વર્ષમાં પાસ થએલા છે, અને સ્કુલ માસ્તર તરીકે રૂા. ૨૫)ના પગારથી કામ કરે છે. તેઓ સંસ્કૃત શ્લોકોનો અનુવાદ પદ્યમાં સારી રીતે કરી શકે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જમના (૪૬) છે. તેમને પાંચ પુત્ર છે. સૌથી મોટા રા. રતિલાલ (૨૮) ભાવનગરમાં ઇજનેરખાતામાં કલાર્ક છે ને માસિક રૂા. ૨૦) મળે છે. તેમની વહુનું નામ સૌ. સંતોક (૨૪) છે, ને તેમને બાબુ નામનો નાનો પુત્ર પણ છે. રા. કપિલરાય (૨૫) રા. નાગરદાસના બીજા પુત્ર છે, તેઓ પણ કલાર્કની નોકરી કરે છે ને માસિક રૂા. ૧૫) મળે છે. તેમની વહુનું નામ સૌ. ત્રિવેણી (૧૮) છે, તેમને પણ વિષ્ણુપ્રસાદ (૧) નામનો એક પુત્ર છે. રા. અંબાશંકર (૨૩) રા. નાગરદાસના ત્રીજા પુત્ર છે. તેઓ કરાંચીમાં ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે ને પગાર રૂા ૧૨) મળે છે. તેમની વહુનું નામ સૌ. ચંપાગૌરી (૧૪) છે. વાસુદેવ (૧૫) ને લાભશંકર (૧૨) રા. નાગરદાસના અનુક્રમે ચોથા ને પાંચમા પુત્ર છે.

(૫) રા. જીવનરામ વૈકુંઠજી પંડયા (૪૫) કરાંચીમાં ગુજરાતી સ્કૂલ માસ્તર છે ને પગાર રૂા. ૩૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કાશી (૩૦) છે. તેમને અજવાળી (૯), ડાહી (૫) ને શાન્તા મળી ત્રણ પુત્રીઓ છે.

(૬) રા. અમૃતલાલ વૈકુંઠજી પંડયા (૩૦) ગુજરાતી શિક્ષક છે ને રૂા. ૨૫) પગાર મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પુરી (૧૪) છે.

(૭) ગં સ્વ. અનોપ (૪૫) સ્વ. જટાશંકર વિશ્વનાથ પંડયાનાં પત્ની છે, તેમને ત્રણ પુત્ર છે. સૌથી મોટા રા. કાન્તીલાલ (૨૮) સબ્ એસિસ્ટંટ સરજન થએલા છે અને હાલમાં રૂા. ૪૦) ના પગારથી ડોકટર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનુ નામ જાણુવામાં નથી, પણ તેમને એક પાંચ વર્ષની પુત્રી છે તેટલું જાણુવામાં છે. રા. લાભશંકર (૨૩) રા. કાન્તીલાલના નાનાભાઇ છે, તેમણે મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે. તેમની વહુનું નામ જાણુવામાં નથી પણ તેમની ઉમ્મર (૨૦) વર્ષની છે. રા. ચંદુલાલ (૧૨) રા. કાન્તીલાલના સૌથી નાનાભાઇ છે, ને તેઓ અંગ્રેજી અભ્યાસ કરે છે.

(૮) રા. ભાનુશંકર વિશ્વનાથ પંડયા (૩૨) ઘણા વખતથી ભાવનગરમાંજ રહે છે ને ત્યાં રાજ્યખર્ચ ઓફીસમાં રૂા. ૧૬) ના પગારથી કારકુન તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અજ-

વાળી (૨૮) છે. તેમને પ્રતાપરાય (૧૧) એક પુત્ર છે. ગં. સ્વ. જડાવ (૬૫) રા. ભાનુશંકરનાં માતુશ્રી છે.

(૯) રા. ગીરધરલાલ ભાણુશંકર પંડયા (૫૨) ભાવનગર રેલ્વેમાં ઓવરસીયર છે, ને માસિક પગાર રૂા. ૭૦) મળે છે. તેમના પુત્ર રા. સવાઇલાલ (૨૮) એલ. સી. ઇ. થએલા છે, ને હમણાં તેઓ ખેડામાં ગવર્નમેન્ટ પબ્લીક વર્કસ ડિપાર્ટમેન્ટના સબ ડિવિઝનલ ઓફિસર છે. તેમને પગાર રૂા. ૧૧૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૨૮) છે. તેમને યશવંતરાય (૧૦) ને મહીપતરાય (૬) બે પુત્ર અને સવિતાગૌરી (૮) એક પુત્રી છે.

(૧૦) રા. જટાશંકર ભાણુશંકર પંડયા (૪૮) ભાવનગર રેલ્વેમાં કારકુન છે ને પગાર રૂા. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જીવી (૩૦) છે, ને તેમને ભાણુરાય (૩) એક પુત્ર છે.

(૧૧) રા. હરિલાલ ભાણુશંકર પંડયા (૩૭) બી. એ. થએલા છે. તેઓ હમણા ભાવનગર સ્ટેટમાં વહીવટદાર છે, અને રૂા. ૧૦૦) માસિક મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. તુલજાગૌરી (૨૦)છે.

(૧૨) રા. મોહનલાલ ભાણુશંકર પંડયા (૩૨) હોમીયોપેથીક ડૉકટર છે. હમણા તેઓ વીરપુર–લુણાવાડામાં રૂા. ૩૦) ના પગારથી ડૉકટર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૩૦) છે. તેમને વિદ્યાગૌરી (૯) ને નાની (૫) બે પુત્રીઓ ને જશવંતરાય (૧) એક પુત્ર છે.

(૧૩) ગં સ્વ. પાન (૬૨) સ્વ. અમરજી જેશંકરનાં પત્ની છે. તેમને બે પુત્ર છે. તેમાંના મોટા પુત્ર રા. મગનલાલ (૪૦) વિધુર છે. તેઓ ગુજરાતી શિક્ષક છે અને માસિક રૂા. ૨૦) મળે છે. તેમની પુત્રીનું નામ ભાગીરથી (૧૧) છે. રા. છોટાલાલ (૩૧) રા. મગનલાલના નાનાભાઇ છે, તેઓ કારકુન છે અને રૂા. ૧૫) નો પગાર મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શાન્તા (૧૩) છે.

(૧૪) ગં. સ્વ. આણંદકુંવર (૪૦) સ્વ. મનોરદાસ જેશંકર પંડયાનાં પત્ની છે. તેમને બે પુત્ર છે. મોટા પુત્ર રા. લક્ષ્મીશંકર (૨૫) છે, તેઓ સ્પીનીંગ માસ્તર છે. તેમનાં પત્નીનું નામ સૌ. રાધાલક્ષ્મી (૨૫) છે. તેમને રમાલક્ષ્મી (૮) પુત્રી અને દિનકર (૪) ને યશવંતરાય બે પુત્ર છે. રા. માણેકલાલ (૨૨) સ્વ. મનોરદાસના નાના પુત્ર છે તેઓ અભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરિ (૨૦) છે, ને તેમને બટુક (૩) પુત્ર છે.

(૧૫) રા. અમરજી નાનજી પંડયા (૬૫) સારા વિદ્વાન્ છે, ને વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઝવેર (૬૦) છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. કેશવલાલ (૪૫) છે. તેઓ રાજકોટની ટ્રેનિંગ કાલેજમાં ત્રીજા વર્ષમાં પાસ થયલા છે, ને હાલ રૂા. ૨૦) ના પગારથી ભાવનગર સ્ટેટમાં ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અજવાળી (૨૫) છે. તેમને બચુભાઇ (૨) એક પુત્ર છે. રા. જેઠાલાલ (૩૬) રા. અમરજીના વચેટ પુત્ર છે. તેઓ પણ ગુજરાતી શિક્ષક છે ને માસિક રૂા. ૧૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગિરિજા (૩૦) છે. તેમને વાસુદેવ (૧૩) પુત્ર અને લલિતા (૫) ને દુર્ગા (૧) બે પુત્રીઓ છે. રા. ઇશ્વરલાલ (૩૦) રા. અમરજીના સૌથી નાના પુત્ર છે. તેઓ રાજકોટની ટ્રેનિંગ કાલેજમાં પહેલા વર્ષમાં પાસ થયા છે ને ગુજરાતી શિક્ષક તરીકે રૂા. ૧૨) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૨૮) છે. તેમને સવાઇલાલ (૧૨) ને રમણિકલાલ (૪) બે પુત્ર છે.

(૧૬) રા. શંકરલાલ નાનજી પંડયા (૬૦) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કરશન (૫૫) છે. તેમના પુત્ર લીલાધર (૧૭) વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થયા છે ને આગળ અભ્યાસ કરે છે.

(૧૭) રા. વિશ્વનાથ ડાહ્યાભાઇ પંડયા (૬૦) લગભગ ૧૨ વર્ષથી પાલીતાણામાં રહે છે ને ત્યાં નોકરી કરે છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટાનું નામ રા. છોટાલાલ (૩૬) છે. તેમણે મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે, ને હાલમાં પાલીતાણામાં નોકરી કરે છે. તેમનાં વહુનું નામ સૌ. આનંદ (૨૫) છે. તેમને નટવરલાલ (૧૭), શરત્ચંદ્ર (૫) ને ધનવંતરાય (૧) ત્રણ પુત્રો છે. નટવરલાલ

મેટ્રિકનો અભ્યાસ કરે છે ને તેમની વહુનું નામ સૌ. રંભાગૌરી (૧૭) છે. રા. જેઠાલાલ (૩૪) રા. વિશ્વનાથના નાના પુત્ર છે, તેઓ ટ્રેનિંગ કૉલેજની ત્રીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલા છે; ને હમણા કરાચીમાં રૂ. ૩૦) ના પગારથી ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૨૨) છે, ને તેમના પુત્રનું નામ યશવંતરાય (૪) છે.

(૧૮) રા. ગિરિજાશંકર વિઠ્ઠલજી પંડયા (૪૫) વિધુર છે. તેઓ કથાવાર્તા ને વૈદકનો ધંધો કરે છે.

(૧૯) ગં. સ્વ. ઝવેર (૮૦) સ્વ. હીરજી રણછોડજી પંડયાનાં પત્ની છે.

(૨૦) ગં. સ્વ. આદી (૬૦) સ્વ. દેવનાથ મુળજી પંડયાનાં પત્ની છે. તેમને ચાર પુત્ર છે. સૌથી મોટા રા. જેઠાલાલ (૪૦) ભાવનગર સ્ટેટમાં થાણદાર છે ને પગાર રૂ. ૪૦) મળે છે. તેઓશ્રીએ ગુજરાતીમાં સીનીયર સુધી ને અંગ્રેજીમાં મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે. તેઓમાં કાવ્યશક્તિ સારી છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૩૫) છે, ને તેમને ત્રણ વરસની પુત્રી છે રા. અમૃતલાલ દેવનાથ (૩૬) લીંબડીની હાઇસ્કુલમાં આસિ૰ માસ્તર છે ને પગાર રૂ. ૬૫) મળે છે. તેમણે બી. એ. ની પરીક્ષા પસાર કરેલી છે. તેમનાં પત્નીનુ નામ સૌ. ગિરિજા (૨૯) છે. તેમને જયન્તીલાલ (૮) ને ધીરજલાલ (૫) બે પુત્રો છે. રા. વાસુદેવ દેવનાથ (૩૦) બી. એ. થએલા છે, અને અમદાવાદમાં આસિ. કલેક્ટરના શિરસ્તદાર છે. તેમને પગાર રૂ. ૪૦) મળે છે. તેમનાં પહેલી વારનાં પત્ની સ્વ. ઉજમથી થએલી મંગળાગૌરી (૬) પુત્રી છે ને બીજી વારનાં પત્નીનું નામ સૌ. કમળાલક્ષ્મી (૧૩) છે. રા. ચુનીલાલ (૨૩) સ્વ. દેવનાથના સૌથી નાના પુત્ર છે. તેઓ હમણા બી. એ. નો અભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. સવિતા-ગૌરી (૧૮) છે.

(૨૧) રા. નરોત્તમ મુળજી પંડયા (૫૨) વિધુર છે, ને કથાવાર્તા ને વૈદકનો ધંધો કરે છે.

(૨૨) રા. રેવાશંકર મુળજી પંડયા (૫૦) મોણપરના મુખી છે. તેમનાં પત્નીનું નામ સૌ. પુરી (૫૦) છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટાનું નામ રા. ભાનુશંકર (૩૦) છે, તે ઇશ્વરીયામાં પોલીસ પટેલ છે. તેમની વહુનું નામ સૌ. ડાહીમણી (૩૦) છે. તેમને મન્વંતરાય (૧૦), હર્ષદરાય (૭), છોટાલાલ (૩) ને બટુક (૧) મળી ચાર પુત્ર અને વિદ્યાગૌરી (૧૨) ને હીરા-ગૌરી (૭) બે પુત્રીઓ છે. રા. ગિરિધરલાલ (૨૨) રા. રેવાશંકરના વચેટ પુત્ર છે ને તેઓ અમદાવાદની મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કમળા (૨૧) છે. તેમને બટુકપ્રસાદ (૩) પુત્ર ને એક નાની પુત્રી છે. રા. વાસુદેવ (૧૬) રા. રેવાશંકરના સૌથી નાના પુત્ર છે. તેમની વહુનું નામ સૌ. શિવગૌરી (૧૪) છે.

(૨૩) રા. જગજીવન મહાશંકર પંડયા (૭૧) જ્યોતિષ ને વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રેવા (૫૨) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. નાગરદાસ (૩૩) વ્યાપાર કરે છે. તેમનાં વહુનું નામ સૌ. દિવાળી (૨૮) છે. તેમને ચંપા (૪) ને શાન્તી (૪) બે પુત્રીઓ છે. રા. મોહનલાલ (૨૯) રા. જગજીવનના નાના પુત્ર છે, તેઓ વિદ્વાન્ છે, ને વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. યશોદા (૧૮) છે.

(૨૪) ગં. સ્વ. કેસર (૬૨) સ્વ. રેવાશંકર દોલતરામ પંડયાનાં પત્ની છે. તેમને ચાર પુત્રો હતા તેમાંના મોટા સ્વ. જેઠાલાલનાં પત્ની ગં. સ્વ. નર્મદા (૩૩) છે, ને તેમને દેવશંકર (૧૫) ને વાસુદેવ (૪) બે પુત્ર, અને હરિકુંવર (૧૧) ને ગંગા (૮) બે પુત્રીઓ છે. રા. નાગરદાસ ઉર્ફે મહાકર-નાગર (૪૨) સ્વ રેવાશંકરના બીજા પુત્ર છે. તેઓ સીનીયર થએલા છે ને ભાવનગર સ્ટેટમાં ગુજરાતી શિક્ષક તરીકે રૂા ૧૮) થી કામ કરે છે. તેઓ સારાં કાવ્યો પણ બનાવી શકે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ભુરી (૨૦) છે. રા. લક્ષ્મીશંકર (૩૦) સ્વ. રેવાશંકરના ત્રીજા પુત્ર છે. તેઓ પણ ગુજરાતી શિક્ષક છે ને પગાર રૂા. ૧૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ.

કમળા (૧૭) છે. રા. મોહનલાલ (૨૫) સ્વ. રેવાશંકર પંડયાના સૌથી નાના પુત્ર છે ને રસોઈ કરવાનો ધંધો કરે છે. રા. સુખદેવ (૨૮) સ્વ. રેવાશંકરના નાનાભાઇ સ્વ. છગનલાલના પુત્ર છે, ને તેઓ હુન્નરી કામ કરે છે.

(૨૫) રા. બાપુભાઇ મોરારજી પંડયા (૭૮) વિદ્વાન્ છે, ને કથાવાર્તા ને વૈદકનો ધંધો કરે છે. તેમને ચાર પુત્ર છે. તેમાંના સૌથી મોટા પુત્રે બાળવયથીજ આ અસાર સંસારનો ત્યાગ કરીને ઉદ્ધવી સંપ્રદાયની દીક્ષા લઇ સચ્ચિદાનંદ નામ ધારણ કર્યું છે. તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારી હોઇ સમર્થ વિદ્વાન્ છે, અને ઘણે ભાગે વડતાલમાં રહે છે. રા. કેશવલાલ (૩૨) રા. બાપુભાઇના સૌથી નાના પુત્ર છે. તેમનાં પત્નીનું નામ સૌ. રંભા (૨૮) છે. તેમને મોહનલાલ (૭), સવાઈલાલ(૩) ને બટુક (૧) મળી ત્રણ પુત્ર છે.

(૨૬) રા. જટાશંકર બાપુભાઈ પંડયા (૪૬) રાજકોટની ટ્રેનિંગ કોલેજમાં પહેલા વર્ષમાં પાસ થએલા છે ને ગુજરાતી શિક્ષક તરીકે રૂા. ૧૬) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પ્રાણકુંવર (૩૫) છે. તેમને નંદશંકર (૧૩) ને હરિશંકર (૮) બે પુત્ર અને કાન્તાગૌરી (૫) એક પુત્રી છે.

(૨૭) રા. માધવલાલ બાપુજી પંડયા (૪૦) ટ્રેનિંગ કોલેજના ત્રીજા વર્ષમાં પાસ થએલા છે ને ગુજરાતી શિક્ષક તરીકે રૂા. ૨૫) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શોભદ્રા (૩૨) છે. તેમને ચંપાગૌરી (૧૦), શાન્તાગૌરી (૭) ને પુરી (૫) ત્રણ પુત્રીઓ અને ચંદ્રશંકર (૭ માસ) પુત્ર છે.

(૨૮) રા. પુરુષોત્તમ કાળીદાસ પંડયા (૪૦) રસોઈ કરવાનો ધંધો કરે છે, ને તેમના નાનાભાઇ રા. શંકરલાલ (૩૫) વૈદકનો ધંધો કરે છે.

(૨૯) રા. પ્રભાશંકર ભાઇશંકર પંડયા (૪૩) સીનીયર થએલા છે, અને ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમને પગાર રૂ. ૨૨) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૩૮) છે. તેમને લાભશંકર (૧૧) ને પ્રતાપરાય (૬) બે પુત્ર અને ભાગીરથી (૪) ને હીરાગૌરી (૧) બે પુત્રીઓ છે. મોટા પુત્ર લાભશંકરની વહુનું નામ સૌ. રમા (૧૧) છે.

(૩૦) રા. જગન્નાથ ભાઇશંકર પંડયા (૩૫) વૈદકનો ધંધો કરે છે. તેમનામાં લોકોને રંજન કરવાની શક્તિ ઘણી સારી છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરીચ્છા (૨૫) છે. તેમને નાનાલાલ (૫) ને અમૃતલાલ (૩) બે પુત્ર છે.

**બાઢીપડવા—ભારદ્વાજ ગોત્ર**—(૧) રા. ભાઇશંકર ઇશ્વરલાલ ભટ્ટ (૫૭) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૫૦) છે. તેમને લાલશંકર (૨૦) ને નર્મદાશંકર (૯) બે પુત્રો છે. લાલશંકરનાં પત્નીનું નામ જાણવામાં નથી, પણ તેમની ઉમ્મર લગભગ (૧૪) વર્ષની છે.

(૨) રા. જટાશંકર ઇશ્વરલાલ ભટ્ટ (૫૨) લાયબ્રેરીયન છે. તેમનાં પત્નીનું નામ સૌ. લાડકુંવર (૩૩) છે, ને તેમને બાલા (૫) નામની એક પુત્રી છે.

(૩) રા. છોટાલાલ ઇશ્વરલાલ ભટ્ટ (૪૮) જૂનાગઢમાં સ્કૂલ માસ્તર છે, ને પગાર રૂ. ૧૨) મળે છે. તેમનાં પત્નીનું ને પુત્રીનું નામ જાણવામાં નથી પણ તેમની ઉમ્મર અનુક્રમે (૩૦) ને (૧૦) છે.

(૪) રા. મોહનરામ કેવલરામ ભટ્ટ (૩૮) સારા વિદ્વાન્ છે, ને ભાવનગરની પાઠશાળામાં સંસ્કૃતાધ્યાપક તરીકે કામ કરે છે. તેમને પગાર રૂ. ૧૫) મળે છે. તેઓ પ્રસંગાનુસાર સંસ્કૃત કાવ્ય પણ કરી શકે છે. તેમનાં પત્નીનું નામ સૌ. વિજયાકુંવરી (૩૦) છે, ને તેમને હરદત્ત (૬) ને જયદેવ (૩) બે પુત્ર છે.

(૫) રા. [illegible]નશંકર કેવલરામ ભટ્ટ (૩૧) પણ વિદ્વાન્ છે, અને મૂળ વતનમાં સ્વતંત્ર પ્રવૃત્તિ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કુંવર (૨૬) છે.

(૬) રા. દેવનાથ દયારામ ભટ્ટ (૭૧) તેમનાં પત્નીનું નામ સૌ. ગોમતી (૬૫) છે. તેમને ત્રણ પુત્ર છે. તેમાં મોટાનું નામ રા. અંબાશંકર (૩૦) છે, ને તેમની વહુનું નામ સૌ. પ્રભા (૨૦) છે. તેમને બબલ (૩) ને નાનીબેન (૧) નામની બે પુત્રીઓ છે. રા. વિશ્વનાથ (૨૫) રા. દેવનાથના વચેટ પુત્ર છે, તેઓ અમદાવાદમાં નોકરી કરે છે ને પગાર રૂ. ૨૫) મળે છે. તેમની વહુનું નામ સૌ. ભાગીરથી (૨૦) છે, ને તેમને બટુક (૧) નામનો એક પુત્ર છે. રા. હિરાલાલ (૨૨) રા. દેવનાથના સૌથી નાના પુત્ર છે. તેઓ ગુજરાતી આસિ. માસ્તર છે ને પગાર રૂ. ૭) મળે છે.

**ભડિયાદ**—વચ્છસ ગોત્ર—ગં. સ્વ. નર્મદા (૬૩) સ્વ. કેશવલાલ પાઠકનાં પત્ની છે, ને તેમને રા. મોહનલાલ (૨૯) એક પુત્ર છે. રા. મોહનલાલ વૈદકનો ધંધો કરે છે.

**ભાવનગર**—કશ્યપ ગોત્ર—(૧) રા. છોટાલાલ વિઠ્ઠલજી ભટ્ટ (૪૪) સારા વિદ્વાન્ છે અને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમને ચંદુલાલ (૫) ને માધવલાલ (૩) બે પુત્રો છે.

(૨) ગં. સ્વ. મણી (૩૬) સ્વ. દામોદર હીરાભટનાં પત્ની છે.

(૩) ગં. સ્વ. રેવા (૬૦) સ્વ. જગન્નાથ કરૂણાશંકર ભટ્ટનાં પત્ની છે.

કૌશિક ગોત્ર—(૪) રા. જગજીવન ભાઇશંકર શુક્લ (૫૬) વિદ્વાન્ છે ને વૈદકનો ધંધો કરે છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. નાગરદાસ (૩૨) ભાવનગરમાં દરબારી ઓફિસમાં કારકુન છે, ને પગાર રૂ. ૩૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શારદા (૨૭) છે, ને તેમને સવિતા (૮) પુત્રી છે. રા. જેઠાલાલ (૨૬) રા. જગજીવનના વચેટ પુત્ર છે, તેઓ વૈદકનો ધંધો કરે છે, ને પ્રસંગે જાદુના પ્રોફેસર તરીકે પણ સારૂં કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા(૨૨) છે, ને તેમને શાંતા (૪) ને કાન્તા (૨) બે પુત્રીઓ છે. રા. સવાઇલાલ (૨૨) રા. જગજીવન શુક્લના સૌથી નાના પુત્ર છે. તેઓ વિદ્યાભ્યાસ કરે છે ને તેમનાં પત્નીનું નામ સૌ. મુક્તા (૧૯) છે.

(૫) રા. હરિદત્ત કેશવલાલ શુક્લ (૨૬) ભાવનગર સ્ટેટમાં ન્યાયકોર્ટના કારકુન છે અને પગાર રૂ. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મહાલક્ષ્મી (૧૭) છે, ને તેમને કાન્તી (૧) નામની એક પુત્રી છે. લાભશંકર (૧૫) ને મહીપત (૧૦) રા. હરિદત્તના નાનાભાઇઓ છે.

(૬) ગં. સ્વ. આદી (૭૧) સ્વ. કુંવરજી ગીરજાશંકર શુક્લનાં પત્ની છે. તેમને ત્રણ પુત્ર હતા. તેમાંના સૌથી મોટા સ્વ. સંતોકરામનાં પત્ની ગં. સ્વ. ઉજમ (૪૫) છે, તેમને રા. દેવશંકર (૨૫) પુત્ર છે; અને તે એન્જીનીયરનું કામ શીખે છે. દેવશંકરની વહુનું નામ સૌ. સંતોક (૨૫) છે. રા. છોટાલાલ (૩૬) સ્વ. કુંવરજી શુક્લના સૌથી નાના પુત્ર છે, અને તેઓ ભાવનગર સ્ટેટના રેવન્યુખાતામાં કલાર્ક છે. તેમનાં પત્નીનું નામ સૌ. દુર્ગા (૨૫) છે. તેમને કનૈયાલાલ (૪) પુત્ર અને મંગળા (૭) ને નાની (૨) બે પુત્રીઓ છે. રા. હરિશંકર શુક્લ (૬૫) સ્વ. કુંવરજી શુક્લના નાના ભાઇ થાય. તેઓ સુપ્રતિષ્ટિત વિદ્વાન્ છે, અને વૈદકનો ધંધો કરે છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. જીજી (૩૯) છે, ને તેમને ગજાનન (૪) પુત્ર અને પુરી (૯) પુત્રી છે. રા. મહાશંકર ઉર્ફે મૈયર (૩૮) રા. હરિશંકર શુક્લના પહેલીવારનાં પત્નીના પુત્ર છે. તેમની પત્નીનું નામ સૌ. શારદા (૨૦) છે.

પારાશર ગોત્ર—(૭) રા. જટાશંકર યજ્ઞેશ્વર ભટ્ટ (૫૦) ભાવનગર સ્ટેટમાં નોકર છે. તેઓમાં સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન હોવા ઉપરાંત, બંગાળી, મરાઠી ને જાપાની ભાષાનું જ્ઞાન પણ છે. તેમનાં પત્નીનું નામ સૌ. રેવા (૫૦) છે. તેમને ચાર પુત્ર છે, તેમાં મોટા રા. બાલકૃષ્ણ (૩૦) સંસ્કૃત અભ્યાસ કરે છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ (૨૭) છે. રા. જયન્તીલાલ (૨૨) રા. જટાશંકરના બીજા પુત્ર છે, તેઓ નોકરી કરે છે. રતિલાલ (૧૯) ને લાભશંકર (૧૭) રા. જટાશંકરના અનુક્રમે ત્રીજા ને ચોથા પુત્ર છે.

(૮) રા. વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર ભટ્ટ (આવસત્થી) (૩૮) ભાવનગર સ્ટેટના કેળવણી ખાતાના હેડ ક્લાર્ક છે, અને પગાર રૂ. ૪૦) મળે છે. તેઓ સારા કવિ છે એટલુંજ નહિ, પણ લેખક તરીકે પણ ઘણું સારૂં કામ કરી શકે છે. આ રિપોર્ટના આરંભમાં તેમનો લખેલો 'નિવેદન' ને 'જ્ઞાતિ-શ્રેયઃસાધનાના વિચારો' એ નામના લેખો વાંચવાથી તેમની વિદ્વત્તાનું કેટલુંએક ભાન થશે. વળી તેઓ પ્રશ્નોરા બોર્ડિંગની દેખરેખ રાખી જ્ઞાતિ-સેવાનો પણ સારો લાભ લે છે. તેમનાં ધર્મપત્ની સ્વર્ગવાસી થએલાં છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. મહિપતરાય (૧૭) અંગ્રેજી અભ્યાસ કરે છે. તેમની વહુનું નામ સૌ. રૂકિમણી (૧૬) છે. મહેન્દ્રરાય (૬) રા. આવસત્થીના નાના પુત્ર છે.

(૯) રા. ભાઇશંકર કલ્યાણજી ભટ્ટ (૭૫) સુપ્રતિષ્ઠિત વિદ્વાન્ છે, અને વૈદાનો ધંધો કરે છે. તેમને પાંચ પુત્રો હતા, તેમાં સૌથી નાના રા. ભાનુશંકર (૩૭) છે; ને તેઓ ભાવનગરમાં વસુલાતી ખાતામાં નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. સંતોક (૨૩) છે. તેમને વિજયા (૧૦), બાઉ (૬) ને લીલાવતી (૩) ત્રણ પુત્રીઓ અને અછતરાય પુત્ર છે.

(૧૦) ગં. સ્વ. કુંવર (૬૨) રા. ભાઇશંકર કલ્યાણજી ભટ્ટના જ્યેષ્ઠ પુત્ર સ્વ. ભવાનીશંકરનાં પત્ની છે. તેમને ચાર પુત્ર હતા, તેમાં સૌથી નાના રા. સાકરલાલ (૨૬) છે. તેઓ રેલ્વેમાં તાર માસ્તર છે ને રૂા. ૧૫) નો પગાર મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ભાગીરથી (૧૮) છે. તેમને હિંમતરામ (૧) નામનો એક પુત્ર છે. ગં. સ્વ. કસ્તુર (૨૩) રા. સાકરલાલના મોટા ભાઇ સ્વ. મોતીલાલનાં પત્ની છે.

(૧૧) રા. કેશવલાલ (૩૮) સ્વ. ભવાનીશંકર ભાઇશંકર ભટ્ટના જ્યેષ્ઠ પુત્ર છે. તેઓ ભાવનગર સ્ટેટના કસ્ટમ ખાતામાં નોકરી કરે છે ને માસિક રૂા. ૨૮) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડાવ (૩૮) છે. તેમને રામપ્રસાદ (૧૫), જયકૃષ્ણ (૫) ને પ્રભાશંકર (૨) ત્રણ પુત્ર છે, તેમાં મોટો રામપ્રસાદ બહેરો તથા મુંગો હોવાથી તેને અમદાવાદની બહેરાંમુંગાંની શાળામાં ભણવા મૂક્યો છે.

(૧૨) રા. જયન્તીલાલ (૩૪) રા. કેશવલાલ ભવાનીશંકર ભટ્ટના નાનાભાઇ છે. તેઓ જામનગર રેલ્વેમાં કારકુન છે, ને માસિક રૂ. ૩૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગિરિજા (૨૯) છે. તેમને માનશંકર (૧૪), મૂળશંકર (૧૨), વિષ્ણુપ્રસાદ (૮) ને ચંપકલાલ (૧) ચાર પુત્રો છે; તેમાં મોટા પુત્ર માનશંકરની વહુનું નામ સૌ. દુર્ગા (૧૨) છે.

(૧૩) રા. નર્મદાશંકર ભાઇશંકર ભટ્ટ (૫૦) વૈદકનો ધંધો કરે છે, તેમને છ પુત્રો છે. તેમાં સૌથી મોટા રા. હરિલાલ (૩૨) વૈદકનો ધંધો કરે છે, ને તેમની વહુનું નામ સૌ. જડી (૩૦) છે. તેથી નાના રા. ગીરજાશંકર (૩૦) છે, તેઓ દરબારી નોકરી કરે છે. તેમની વહુનું નામ સૌ. આણંદ (૨૮) છે, ને તેમને મુક્તા (૪) ને જયા (૨) નામની બે પુત્રીઓ છે. રા. વિશ્વનાથ (૨૮) રા. નર્મદાશંકરના ત્રીજા પુત્ર છે, તેઓ વ્યાપાર કરે છે. તેમને રતિલાલ (૧૦) મુકુન્દરાય (૬) ને બટુક (૨) ત્રણ પુત્રો, અને શોભદ્રા (૮) એક પુત્રી છે. રા. લાભશંકર (૨૫) રા. નર્મદા-શંકરના ચોથા પુત્ર છે, તેઓ દરબારી નોકરી કરે છે. તેમની વહુનું નામ સૌ. શાન્તા (૨૦) છે. રા. અંબાશંકર (૨૧) રા. નર્મદાશંકરના પાંચમા પુત્ર છે, તેઓ ખાનગી નોકરી કરે છે; ને નૃસિંહપ્રસાદ (૧૪) સૌથી નાના છે, તે અંગ્રેજી અભ્યાસ કરે છે.

(૧૪) રા. માણેકલાલ ભાઇશંકર ભટ્ટ (૪૮) ભાવનગર રેલ્વેની ઓડિટ ઓફિસમાં કારકુન છે ને પગાર રૂ. ૩૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કાશી છે, તેમની ઉમ્મર જાણવામાં નથી. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. મોહનલાલ (૨૧) મેટ્રિકનો અભ્યાસ કરે છે; ને તેમની વહુનું નામ સૌ. સંતોક (૧૯) છે. તેમને ધનસુખલાલ (૬ માસ) નામનો એક પુત્ર છે. રમણિકરાય (૧૮) ને અનંતરાય (૧૩) રા. માણેકલાલના પુત્રો છે, ને વિદ્યાભ્યાસ કરે છે.

(૧૫) રા. દામોદર ભાઈશંકર ભટ્ટ (૪૫) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. સંતોક (૪૦) છે. તેમના પુત્ર રા. કનૈયાલાલ (૨૦) અંગ્રેજી પાંચમું ધોરણ ભણે છે, તેમની વહુનું નામ સૌ. શોભદ્રા (૧૮) છે, ને તેમના પુત્રનું નામ બાઉ (૩ માસ) છે.

(૧૬) રા. ભદ્રશંકર રામચંદ્ર ભટ્ટ (૪૫) સારા વૈદ્ય છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૪૨) છે. તેમને રા. હર્ષદરાય (૨૧), હરિકૃષ્ણ (૧૧), મુકુન્દરાય (૮) ને દીનકરરાય (૪) મળી ચાર પુત્ર અને ગિરિજા (૧૩) પુત્રી છે. તેમાં હર્ષદરાય મેટ્રિક સુધી ભણ્યા છે, ને તેમના પિતાની સાથે વૈદકનો ધંધો કરે છે.

(૧૭) રા. ભગવાનલાલ રામચંદ્ર ભટ્ટ (૪૦) એચ. એ. થએલા છે, ને હાલમાં જામનગર સ્ટેટમાં ડૉકટર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૩૯) છે. તેમને રા. કનૈયાલાલ(૨૦), વિજયશંકર (૧૫), નૌતમલાલ (૮) ને અચુભાઈ (૩) મળી ચાર પુત્રો છે, તેમાં મોટા રા. કનૈયાલાલ ઇન્ટર મિડિયેટનો અભ્યાસ કરે છે ને તેમની વહુનું નામ સૌ. મહાલક્ષ્મી (૧૬) છે

(૧૮) રા. છગનલાલ રામચંદ્ર ભટ્ટ (૩૬) ભાવનગર સ્ટેટમાં ટ્રેઝરી ઓફીસર છે, ને પગાર રૂા. ૧૦૦) મળે છે. તેમણે કોમરસ્યલ ડીગ્રી મેળવેલી છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ (૩૪) છે. તેમને બાટક ઉર્ફે ઘનસ્યામ (૧૦), વિનાયકરાવ (૪) ને માર્કંડરાય (૨) ત્રણ પુત્ર અને હીરાલક્ષ્મી (૭) પુત્રી છે. ગં સ્વ. વેણીબાઈ (૪૫) સ્વ. રામચંદ્ર કલ્યાણજી ભટ્ટનાં પત્ની છે.

(૧૯) રા. ચમનલાલ મણિશંકર ભટ્ટ (૩૪) ભાવનગરરેલ્વેની ઓડિટ ઓફિસમાં કારકુન છે ને માસિક રૂા. ૨૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૩૪) છે. તેમને જયાકુમારી (૧૧) ને ભાનુમતી (૪ માસ) બે પુત્રીઓ છે.

(૨૦) રા. મોરારજી છોટાલાલ ભટ્ટ (૬૮) ઇશ્વર-સ્મરણમાં સમય નિર્ગમન કરે છે. તેમને બે પુત્ર હતા. તેમાં મોટા સ્વ. લક્ષ્મીશંકરનાં બીજી વારનાં પત્ની ગં. સ્વ. લાટીબાઈ (૩૦) છે; તેમજ સ્વ. લક્ષ્મીશંકરનાં પહેલી વારનાં પત્નીના પુત્ર રા. લાભશંકર (૨૭) છે, તેઓ અમદાવાદમાં મેડિકલ કૉલેજમાં અભ્યાસ કરે છે. રા. લાભશંકરનાં બીજી વારનાં વહુનું નામ સૌ. હીરાલક્ષ્મી (૧૫) છે, ને પુત્રીનું નામ રસીલા (૭) છે.

(૨૧) રા. નર્મદાશંકર (૩૮) રા. મોરારજી ભટ્ટના નાના પુત્ર છે, તેઓ ભાવનગરમાં વસુલાતીખાતામાં કારકુન છે, ને પગાર રૂા. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કાશી (૩૬) છે. તેમને નટવરલાલ (૧૬), સવાઇલાલ (૧૦) ને અનંતરાય (૫) ત્રણ પુત્ર, અને શાન્તા (૭) ને નાની બેન (૧) બે પુત્રીઓ છે. મોટા રા. નટવરલાલનાં પત્નીનું નામ સૌ. મંગળા (૧૫) છે.

(૨૨) રા. દેવશંકર કાળીદાસ ભટ્ટ (૩૭) બી. એ., એલ. ટી. થએલા છે, તેઓ હાલમાં પાલીતાણાની હાઇસ્કૂલમાં હેડમાસ્તર છે, ને પગાર રૂા. ૧૨૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગોદાવરી(૩૭) છે. તેમને હરિપ્રસાદ ઉર્ફે હરિલાલ (૧૨), મોહનલાલ (૯) ને વિષ્ણુપ્રસાદ (૪) ત્રણ પુત્ર અને કુન્તા (૭) એક પુત્રી છે. સૌ. રમા (૧૨) હરિપ્રસાદનાં પત્ની છે.

(૨૩) રા. નૃસિંહપ્રસાદ કાળીદાસ ભટ્ટ (૩૪) એમ. એ., એસ. ટી. સી. થએલા છે. તેઓ પ્રથમ શામળદાસ કૉલેજમાં પ્રોફેસર હતા, તે પ્રોફેસરનું કામ મૂકીને પરોપકારવૃત્તિથી 'શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન'ના સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે કામ કરે છે; ને માસિક ખર્ચ પુરતી રૂ. ૪૫) ની રકમ પોતે લે છે. તેઓશ્રીનાં ધર્મપત્ની સ્વર્ગવાસી થવાથી હાલમાં તેઓ વિધૂર અવસ્થામાં છે. ગં. સ્વ. કાશીબાઈ (૪૦) સ્વ. કાળીદાસ ઉર્ફે મંગળજી છોટાલાલનાં બીજાવારનાં પત્ની છે. તેમને માનશંકર (૨૦) એક પુત્ર છે તે અંગ્રેજી પાંચમું ધોરણ ભણે છે. તેમની વહુનું નામ સૌ. શાન્તાગૌરી (૧૭) છે.

ભારદ્વાજ ગોત્ર-(૨૪) રા. નર્મદાશંકર પ્રભુરામ ભટ્ટ (૫૦) જમીનદારીનું કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૫૦) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. પ્રતાપરાય (૩૪) ભાવ-

નગરની મિડલ સ્કૂલમાં આસિ. માસ્તર છે ને પગાર રૂા. ૨૫) મળે છે. તેમની વહુનું નામ સૌ. કાશી (૩૨) છે, ને તેમને પ્રલ્હાદ (૧૩) ને મહિપતરાય (૭) બે પુત્ર છે. મોટા પુત્ર પ્રલ્હાદનાં પત્નીનું નામ સૌ. સવિતા (૧૨) છે. રા. લક્ષ્મીશંકર નર્મદાશંકર (૨૩) આ વર્ષે બી. એ. ની પરીક્ષામાં બેઠા હતા, ને તેમાં પાસ પણ થયા છે. તેમની વહુનું નામ સૌ. અન્નપૂર્ણા (૨૦) છે, ને તેમને મનુબેન (૫) પુત્રી અને જીતેન્દ્રરાય (૨ માસ) એક પુત્ર છે.

વચ્છસ ગોત્ર—(૨૫) ગં. સ્વ. ગિરિજા (૫૮) સ્વ. વિશ્વનાથ રણછોડ પાઠકનાં પત્ની છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. ભગવાનલાલ (૩૬) ભાવનગરના દરબારી છાપખાનામાં નોકરી કરે છે ને પગાર રૂા. ૧૨) મળે છે. તેમની વહુનું નામ સૌ. નાની ઉર્ફે પાર્વતી (૩૬) છે. રા. નાનાલાલ (૩૪) સ્વ. વિશ્વનાથ પાઠકના નાના પુત્ર છે, તેઓ મુંબઈમાં કાગળનો વ્યાપાર કરતી જ્હોન ડિકિન્સનની કુંપનીમાં નોકરી કરે છે, ને માસિક રૂા. ૬૫) મળે છે. તેમની વહુનું નામ સૌ. પુરી (૩૪) છે, ને તેમને અજવાળી (૬) પુત્રી ને અચ્યુભાઇ (૧) એક પુત્ર છે.

(૨૬) ગં. સ્વ. ચકુ ઉર્ફે નર્મદા (૬૦) સ્વ. રેવાશંકર ભવાનીશંકર પાઠકનાં પત્ની છે, તેમને બે પુત્ર છે. તેમાં મોટા રા. ગુલાબરાય (૪૩) છે, તેઓ ઇન્ટર મિડિયેટની પરીક્ષામાં પાસ થએલા છે ને હાલમાં વ્યાપાર (શરાફી ધંધો) કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ (૪૦) છે. તેમને નૌતમરાય (૧૬) એક પુત્ર છે, તે અંગ્રેજી પાંચમી ચોપડી ભણે છે નૌતમરાયની વહુનું નામ સૌ. મોંઘી (૧૩) છે. બેન ભાનુમતી (૬) રા. ગુલાબરાયનાં પુત્રી છે.

(૨૭) રા. મોહનલાલ રેવાશંકર પાઠક (૩૭) બી. એ. થએલા છે, ને હાલમાં ધ્રાંગધ્રા હાઇસ્કૂલમાં પહેલા આસિસ્ટંટ માસ્તર છે. ત્યાં તેમને રૂ. ૬૫) પગારના મળે છે. પ્રસંગે તેઓ કાવ્યો ને ભાષાંતરો પણ લખે છે. તેમનાં પત્ની સૌ. પાર્વતી (૩૭) છે, તેઓ પણ અંગ્રેજી પાંચ ધોરણ ભણેલાં છે. તેમને માર્કંડરાય (૧૬), નરહરિ (૧૦) ને અચ્યુભાઈ (૫) મળી ત્રણ પુત્રો છે. માર્કંડરાયની વહુનું નામ સૌ. મંગળાગૌરી (૧૨) છે.

(૨૮) ગં. સ્વ. પ્રાણી (૬૦) સ્વ. હરિશંકર ઉત્તમરામ પાઠકનાં પત્ની છે. તેમને ત્રણ પુત્ર હતા, તેમાં સૌથી મોટા ઈશ્વરલાલ (૩૮) ભાવનગર સ્ટેટના વસુલાતી ખાતામાં કારકુન છે, ને પગાર રૂ.૧૨) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રેવા (૩૮) છે. તેમને શાન્તા (૯) ને રમાલક્ષ્મી (૭) બે પુત્રીઓ અને મહેશચંદ્ર (૨) એક પુત્ર છે. ગં. સ્વ. ઉજમ (૨૭) રા. ઈશ્વરલાલના નાનાભાઈ સ્વ. સંતોષરામનાં પત્ની છે, તેઓ મોટે ભાગે પીયરમાંજ રહે છે. રા. નાગરલાલ (૨૮) સ્વ. હરિશંકર પાઠકના સૌથી નાના પુત્ર છે. તેઓ સુરતમાં સાર્વજનિક હાઇસ્કૂલમાં આસિ. માસ્તર છે, ને પગાર રૂ. ૨૫) મળે છે. વળી તેઓ સાથે સર્વન્ટ્સ ઓફ ઇન્ડિઆ સોસાયટીનું કામ પણ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મહાલક્ષ્મી (૨૧) છે, ને તેમને જયા (૭) ને બાલા (૫) બે પુત્રીઓ અને નરેન્દ્ર (૨) એક પુત્ર છે.

(૨૯) ગં. સ્વ. મણી (૫૦) સ્વ. મોરારજી વજેરામ પાઠકનાં પત્ની છે. તેમના પુત્રનું નામ રા. ત્ર્યંબકલાલ (૨૩) છે, ને પુત્રવધૂનું નામ સૌ. મંગળા (૨૦) છે.

(૩૦) રા. ઉમીયાશંકર જદુરામ પાઠક (૩૩) સરદારગઢમાં વહીવટદાર છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. કુંદનલક્ષ્મી (૩૭) છે.

(૩૧) રા. રેવાશંકર જદુરામ પાઠક (૨૬) સીહોરમાં ગુજરાતી શિક્ષક છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. રંભા (૧૮) છે.

(૩૨) રા. ગિરિજાશંકર વજેરામ પાઠક (૫૫) નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરિગંગા(૪૦) છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં મોટા રા. પ્રભાશંકર (૨૪) નોકરી કરે છે; ને તેમની વહુનું નામ સૌ. અનોપલક્ષ્મી (૨૦) છે. તેમને વિદ્યાગૌરી (૧) નામની એક પુત્રી પણ છે. રા. શ્યામસુંદર (૧૯) રા. ગિરિજાશંકરના વચેટ પુત્ર છે તે અંગ્રેજી અભ્યાસ કરે છે. તેમની વહુનું

નામ સૌ. શીભદ્રા (૧૬) છે. યશવંતરાય (૯) રા. ગિરિજાશંકરના સૌથી નાના પુત્ર છે. અને રમાગૌરી (૩) રા. ગિરિજાશંકરની પુત્રી છે.

(૩૩) રા. કેશવલાલ મણિશંકર પાઠક (૩૮) વિદ્વાન્ છે, ને સંસ્કૃતાધ્યાપક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કમળા (૧૪) છે.

સાંખ્યાયન ગોત્ર–(૩૪) રા. રમણિકલાલ છોટાલાલ ભટ્ટ (૧૨) અંગ્રેજી ત્રીજું ધોરણ ભણે છે. તેમનાં માતુશ્રીનું નામ જાણવામાં નથી પણ તેમની ઉમ્મર (૪૮) વર્ષની છે.

(૩૫) રા. ગજાનન રામશંકર ભટ્ટ (૪૫) સીનીયર થએલા છે, ને હાલમાં ગુજરાતી શિક્ષક તરીકે રૂ. ૨૫) ના પગારથી ભાવનગરમાં કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૪૦) છે, ને તેમને ગંગ (૧૬) ને પ્રદ્યુમ્ન (૯) એ પુત્ર છે.

(૩૬) રા. રતિલાલ રામશંકર ભટ્ટ (૩૮) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગીરજા (૩૫) છે. તેમને સાકરલાલ (૧૮) ને બીજા બે મળી ત્રણ પુત્ર છે. તેમાં સાકરલાલનાં વહુનું નામ સૌ. પુરી (૧૬) છે.

(૩૭) રા. જયાનંદ રામશંકર ભટ્ટ (૩૦) નોકરી કરે છે ને માસિક રૂ. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રેવા (૩૦) છે.

(૩૮) રા. દામોદર રામશંકર ભટ્ટ (૨૬) ટ્રેનિંગ કોલેજની બીજા વર્ષની પરીક્ષામાં પાસ થયા છે ને સ્કૂલમાસ્તર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ, તેમજ તેમનાં ઘણાં ખરાં છોકરાંનાં નામ જાણવામાં નથી. પણ તેમને (૯), (૭), (૫), ને (૩) ની અનુક્રમે ઉમ્મરવાળી ચાર પુત્રીઓ ને બટુક (૧) પુત્ર છે. ગં. સ્વ. પાર્વતી (૭૫) સ્વ. રામશંકર પુરૂષોત્તમ ભટ્ટનાં પત્ની છે.

(૩૯) ગં. સ્વ. કાશી (૬૫) સ્વ. નાનજી ઝીણાભટ્ટનાં પત્ની છે.

(૪૦) રા. લક્ષ્મીરામ નરભેરામ ભટ્ટ (૫૩) પૂજા–પાઠ કરે છે. તેમના નાના ભાઇ રા. નાનજી (૪૦) પોલીસ ખાતામાં છે. ગં. સ્વ. મણિ (૩૫) રા. લક્ષ્મીરામના સ્વર્ગસ્થ બન્ધુ મોરારજીનાં પત્ની છે, ને તેમને રા. મનુભાઇ (૨૪) એક પુત્ર છે. તેઓ ટ્રેનિંગ કૉલેજની બીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલા છે, ને ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમની વહુનું નામ સૌ. કસ્તુર (૧૪) છે.

(૪૧) રા. પ્રાણશંકર ગંભીર ભટ્ટ (૩૮) શીરસ્તદાર છે ને પગાર રૂ. ૨૫) મળે છે તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૩૮) છે, ને તેમને રા. ઇચ્છાશંકર (૧૭) ને અનંતપ્રસાદ (૬) બે પુત્ર અને પાર્વતી (૩) એક પુત્રી છે. રા. ઇચ્છાશંકર હાલમાં અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે.

(૪૨) રા. અમૃતલાલ ગંભીર ભટ્ટ (૩૬) કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૨૫) છે, ને તેમને કાળી (૫) ને બચુબેન (૨) બે પુત્રીઓ છે. રા. ભગવાનલાલ (૩૨) રા. અમૃતલાલના નાનાભાઇ છે. તેઓ હમણા ભાવનગરમાં દિવાન સાહેબની ઑફિસમાં કારકુન તરીકે કામ કરે છે ને પગાર રૂ. ૨૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગોદાવરી (૨૭) છે, ને તેમને બચુભાઇ (૩) એક પુત્ર છે.

(૪૩) રા. શામજી વિશ્વનાથ ભટ્ટ (૪૯) સારા વિદ્વાન છે, ને કથાવાર્તાનો ધંધો કરે છે. વળી સાથે સંસ્કૃતાધ્યાપક તરીકે પણ કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૪૦) છે, ને તેમને બાળકૃષ્ણ (૯) ને નથુશંકર (૭) બે પુત્રો છે.

(૪૪) રા. લક્ષ્મીશંકર શંકરલાલ ભટ્ટ (૨૦) મેટ્રિકનો અભ્યાસ કરે છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. વિજયકુંવર (૧૭) છે.

(૪૫) ગં. સ્વ. જડી (૪૫) સ્વ. ભાઇશંકર વિશ્વનાથ ભટ્ટનાં પત્ની છે.

ભારદ્વાજ–વચ્છસ ગોત્ર–(૧) રા. ભાઇશંકર વિઠ્ઠલ પાઠક (૫૫) વિધુર છે, તેમના પુત્ર રા. લક્ષ્મીશંકર (૪૦) ટ્રેનિંગ કૉલેજની બીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલા છે ને ગુજરાતી શિક્ષક તરીકે

રૂ. ૧૫) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ચંચળ (૨૮) છે, ને તેમને અજવાળી (૧૦) ને નાની (૮) મળી બે પુત્રીઓ છે.

(૨) ગં. સ્વ. ગોમતી (૪૦) સ્વ મોહનલાલ રઘનાથનાં પત્ની છે, ને તેમના પુત્રનું નામ રા. ભાનુશંકર (૨૨) છે.

(૩) રા. નાનાલાલ રણછોડ (૩૨) સરવૈયાખાતામાં મોજણીદાર છે. તેમનાં પત્નીનું નામ સૌ. જેકુંવર (૨૬) છે, ને તેમને નૃસિંહપ્રસાદ (૭) એક પુત્ર અને એક નાની (૧) પુત્રી છે.

(૪) રા. મોહનલાલ રામેશ્વર પાઠક (૪૫) વૈદકનો ધંધો કરે છે. તેમના નાનાભાઇ રા. અમરજી (૩૬) તલાટી છે ને પગાર રૂ. ૧૦) મળે છે. સૌ. મોંઘી (૨૨) રા. અમરજીનાં પત્ની છે.

(૫) રા. ભાઇશંકર ઇશ્વિર પાઠક (૬૭) પ્રતિષ્ઠિત છે, તેમજ ઘણા સદ્ગૃહસ્થોના સલાહકાર છે. તેમના પુત્ર રા. શંકરલાલ (૪૨) ભાવનગર સ્ટેટમાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૧૭) મળે છે. શંકરલાલનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૪૦) છે.

(૬) રા. જગજીવન જટાશંકર પાઠક (૧૭) અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે, ને તેમના નાનાભાઇ મગનલાલ (૧૫) અંગ્રેજી ચોથું ધોરણ ભણે છે.

(૭) રા. ગિરિજાશંકર રતનજી પાઠક (૪૦) ભાવનગર સ્ટેટમાં સ્કૂલમાસ્તર છે. તેમનાં પત્નીનું નામ સૌ. ભાગીરથી (૩૦) છે, ને તેમને સરસ્વતી (૯) પુત્રી અને ત્રંબકલાલ (૭) ને વામનરાવ (૪) બે પુત્રો છે.

(૮) રા. અમરજી દેવનાથ પાઠક (૭૫) પહેલાં સાણંદ સ્ટેટનાં રાજમાતાના કામદાર હતા, ને હમણાં નિવૃત્તિપરાયણ થઇ ઇશ્વર-સ્મરણ કરે છે. તેમના પુત્ર રા. છોટાલાલ (૪૯) સેકન્ડીયર થએલા છે ને ભાવનગર સ્ટેટમાં ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. હાલમાં તેમને માસિક રૂ. ૨૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૪૮) છે, ને તેમને ત્રણ પુત્ર છે. તેમાં સૌથી મોટા રતીલાલ (૩૦) મુંબઇમાં નોકરી કરે છે એટલુંજ નહિ, પરન્તુ તેઓ સારા લેખક ને કવિ તરીકે પણ કામ કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. અજવાળી (૨૬) છે. રા. નર્મદાશંકર ઉર્ફે નાનાલાલ (૨૬) રા. છોટાલાલના વચેટ પુત્ર છે, તેઓ વ્યાપારી ખાતામાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૩૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મહાલક્ષ્મી (૧૮) છે, ને તેમને માહેશ્વર (૩માસ) એક પુત્ર છે. દીનકરરાય (૧૦) રા. છોટાલાલના સૌથી નાના પુત્ર છે; અને નિર્મળાગૌરી (૫) રા. છોટાલાલનાં પુત્રી છે.

(૯) ગં. સ્વ. દયાકુંવર (૬૫) સ્વ. છગનલાલ દેવનાથ પાઠકનાં પત્ની છે, તેમને બે પુત્ર છે. તેમાં મોટા રા. નાગરદાસ (૪૨) સીનીયર થએલા છે; ને હાલમાં ભાવનગર સ્ટેટમાં ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમને પગાર રૂ. ૨૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. સંતોક (૪૧) છે, ને તેમને રા. ભાણુશંકર (૧૭), ચુનીલાલ (૧૪), રામનારાયણ (૧૧) ને કાંતિલાલ (૫) ચાર પુત્રો, અને ત્રિવેણી (૮) એક પુત્રી છે. તેમાં ભાણુશંકર અને ચુનીલાલ બંને અંગ્રેજી પાંચમું ધોરણ ભણે છે.

(૧૦) રા. વિશ્વનાથ (૪૦) સ્વ. છગનલાલ દેવનાથ પાઠકના નાના પુત્ર છે. તેઓ બગસરામાં જપ્તીકારકુન તરીકે કામ કરે છે ને માસિક રૂ. ૧૨) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપકુંવર (૩૮) છે. તેમને અનંતરાય (૧૩) ને પ્રતાપરાય (૯) બે પુત્ર, અને મહાલક્ષ્મી (૬), વસંતલક્ષ્મી (૩) ને નાનીબેન (૧) ત્રણ પુત્રીઓ છે.

(૧૧) રા. જગજીવન કાળીદાસ પાઠક (૪૨) સીનીયર થએલા છે ને પોરબંદરમાં ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમને પગાર રૂ. ૪૫) મળે છે. આ ઉપરાંત તેઓ સારા લેખક ને કવિ છે. કેટલાએક ગ્રંથો તેમણે સ્વતંત્ર રીતે લખેલા છે, ને કેટલાંએક સંસ્કૃત પુસ્તકોનાં તેમણે ભાષાંતરો કરેલાં છે. વળી તેઓ સંસ્કૃત ને હીંદી ભાષા સારી રીતે ને બંગાળી ને મરાઠી ભાષા સાધારણ

રીતે જાણે છે, તેમનાં પહેલીવારનાં પત્ની સ્વ. ઉમીયાથી થએલા પુત્ર શાન્તીલાલ (૭) બાળક છે, ને તેમનાં બીજી વારનાં પત્નીનું નામ સૌ. વિજયાકુંવર (૧૨) છે. ગં. સ્વ. ગોદાવરી (૭૨) રા. જગજીવનનાં માતુશ્રી છે.

(૧૨) રા. હરિદત્ત કુંવરજી પાઠક (૨૬) ધોલકામાં અંગ્રેજી સ્કૂલમાં શિક્ષક છે. તેમનાં પત્નીનું નામ સૌ. શોભદ્રા (૨૩) છે, ને તેમને ઇંદવદનરાય (૧) એક પુત્ર છે. રા. ખેલશંકર (૨૨) આસિસ્ટંટ વીવીંગ માસ્તર છે, ને પગાર રૂ. ૨૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રૂક્મિણી (૧૮) છે.

(૧૩) રા. રામનારાયણ મોહનલાલ પાઠક (૩૫) કવિનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રૂપાળી (૩૫) છે, ને તેમને ગજાનન (૧૧) ને ભાસ્કરરાવ (૬) બે પુત્ર છે. રા. નાગરલાલ (૨૭) રા. રામનારાયણના નાનાભાઈ છે, તેઓ સારા વિદ્વાન્ ને વૈદ્યરાજ છે. હમણા તેઓ ધોલેરામાં વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગંબીરા (૨૫) છે.

(૧૪) ગં. સ્વ. મણિ (૫૦) સ્વ. અમરજી કલ્યાણજી પાઠકનાં પત્ની છે. તેમને ચાર પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. ભગવાનલાલ (૩૫) એન્જીનીયર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ત્રિવેણી (૩૨) છે, ને તેમને હરિલાલ (૧૧), ગુલાબરાય (૬) ને બચુભાઇ (૧) ત્રણ પુત્ર અને મંગળા (૪) એક પુત્રી છે. રા. નંદલાલ (૨૮) રા. ભગવાનલાલના નાનાભાઇ છે, તેઓ સબ્ એસિસ્ટંટ સરજન થએલા છે; ને રૂ. ૪૫) ના પગારથી ગવર્નમેન્ટ સર્વિસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરકુંવર (૨૮) છે, ને તેમને જયન્તીલાલ (૮) ને મૂળશંકર (૬) બે પુત્ર, અને મહાલક્ષ્મી (૨) એક પુત્રી છે. રા. ભાનુશંકર (૨૩) સ્વ. અમરજી પાઠકના ત્રીજા પુત્ર છે, તેઓ વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. જડી (૨૧) છે. રા. બાલકૃષ્ણ (૧૯) સ્વ. અમરજી કલ્યાણજી પાઠકના સૌથી નાના પુત્ર છે, ને તેઓ મેટ્રિકનો અભ્યાસ કરે છે. તેમની વહુનું નામ સૌ. પુરી (૧૭) છે, ને તેમને શીવલક્ષ્મી (૩) એક પુત્રી છે.

(૧૫) સ્વર્ગસ્થ રાઘવજી ગોવિંદજી પાઠકને ચાર પુત્ર હતા, તેમાં સૌથી મોટા સ્વ. વનવાળીનાં પત્ની ગં. સ્વ. કેસર (૬૦) છે; તેઓ વિધવા થયા પછી જવારજમાં પોતાના બાપને ઘેર રહે છે. તેજ મુજબ સ્વ. વનમાળીના નાનાભાઇ સ્વ. ગિરિધરનાં પત્ની ગં. સ્વ. મોતી (૪૮) વિધવા થયા પછી નાનીબોરૂમાં પોતાના બાપને ઘેર રહે છે.

(૧૬) રા. શિવશંકર (૪૨) સ્વ. રાઘવજી ગોવિંદજી પાઠકના ત્રીજા પુત્ર છે, ને તેઓ સ્કૂલ માસ્તર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. દુર્ગા (૩૫) છે, ને તેમને કાન્તીલાલ (૧૨) પુત્ર અને મુકતા (૭) પુત્રી છે.

(૧૭) રા. મહાશંકર (૨૫) સ્વ. હરજીવન વલ્લભરામ પાઠકના મોટા પુત્ર છે, તેઓ હમણા કરાચીમાં રૂ. ૩૦) ના પગારથી નોકરી કરે છે. રા. પીતાંબર (૨૨) રા. મહાશંકરના નાનાભાઇ છે તેઓ રસોઇનો ધંધો કરે છે.

(૧૮) ગં. સ્વ. મોતી (૬૦) સ્વ. શીવશંકર ગોગા પાઠકનાં પત્ની છે, તેઓ વિધવા થયા પછી જવારજમાં પોતાના બાપને ત્યાં રહે છે.

(૧૯) ગં. સ્વ. નાની (૫૦) સ્વ. શંકરલાલ જાદવજી પાઠકનાં પત્ની છે, ને તેમના પુત્ર રા. પુરૂષોત્તમ (૨૨) વિદ્યાભ્યાસ કરે છે.

(૨૦) રા. જયન્તીલાલ વનમાળી પાઠક (૪૨) જામનગરમાં સરવૈયર તરીકે કામ કરે છે ને પગાર રૂ. ૪૦) મળે છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. જયા (૨૦) છે. રા. જયન્તીલાલને રામચંદ્ર (૮) ને બટુક (૧) બે પુત્ર, અને બાલી (૨) એક પુત્રી છે. ગં. સ્વ. કમર (૬૦) રા. જયન્તીલાલનાં માતુશ્રી છે.

(૨૧) રા. વિશ્વનાથ સદારામ પાઠક (૫૮) સીનીયર થએલા છે. ગુજરાતી શિક્ષક તરીકે લાંબા વખત સુધી કામ કર્યા પછી તેમણે પોરબંદરના 'ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર' તરીકે રૂ. ૮૦) ના

પગારથી પણ કામ કર્યું હતું. હાલમાં ત્યાંથી રિટાયર થઇને ગ્રંથો લખવાનું કામ કરે છે. વળી તેઓ સંસ્કૃત, હિંદી ને મરાઠી ભાષા ઉપરાંત, બંગાળી ભાષા પણ થોડી જાણે છે. તેમનાં પત્નીનું નામ સૌ. આદિત (૪૮) છે. તેમને ચાર પુત્રો છે, તેમાં સૌથી મોટા રા. રામનારાયણ (૨૮) બી. એ, એલ એલ. બી. થએલા છે; ને હાલમાં સાદરામાં વકીલાત કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિગૌરી (૨૪) છે. રા ગજાનન ઉર્ફે ગિરિજાશંકર (૨૪) રા. વિશ્વનાથના બીજા પુત્ર છે, તેઓ હાલમાં વડોદરામાં કલાભવનમાં આર્કિટેકચર માસ્તર તરીકે રૂ. ૫૦) ના પગારથી કામ કરે છે. તેમનાં વહુનું નામ સૌ. લલિતાગૌરી (૨૦) છે. રા. વેણીશંકર (૨૦) રા. વિશ્વનાથના ત્રીજા પુત્ર છે, તેમણે અંગ્રેજી ૭ ધોરણ ભણી પછી 'હાઇકિલાસ કટર' નું સર્ટિફિકેટ મેળવ્યું છે. તેમની વહુનું નામ સૌ. અન્નપૂર્ણા (૧૮) છે. રા. પ્રાણજીવન (૧૬) રા. વિશ્વનાથના સૌથી નાના પુત્ર છે ને મેટ્રિકનો અભ્યાસ કરે છે. ગં. સ્વ. કાશી (૬૨) રા. વિશ્વનાથના જ્યેષ્ઠ-બંધુ સ્વ. ભાઇશંકરનાં પત્ની છે.

(૨૨) ગં. સ્વ. મણિ (૪૨) સ્વ. રેવાશંકર ગૌરીશંકર મહેતાનાં પત્ની છે, ને તેમને બે પુત્ર છે. તેમાં મોટા રા. રમણિકરાય (૧૯) ગુજરાતી શિક્ષક છે ને માસિક રૂ. ૯) મળે છે. શાન્તીલાલ (૧૪) રમણિકરાયના નાનાભાઇ છે.

(૨૩) ગં. સ્વ. મણિ (૩૨) સ્વ. મોહનલાલ શીવરામ મહેતાનાં પત્ની છે, ને તેમને ભગવાનલાલ (૧૨) એક પુત્ર છે. રા. પ્રભુરામ (૨૬) સ્વ. મોહનલાલના નાના ભાઇ છે, ને ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે.

(૨૪) રા. હરજીવન રાઘવજી મહેતા (૬૨) લગભગ ૩૦ વરસથી ભાવનગરમાં રહે છે ને રસોઇ કરવાનો ધંધો કરે છે. તેમને વિજયશંકર (૧૫) ને સાકરલાલ (૧૨) બે પુત્ર છે, તે બંને વિદ્યાભ્યાસ કરે છે.

(૨૫) રા. શંકરલાલ ગીરધર મહેતા (૪૫) વૈદાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જેકુંવર (૩૬) છે, ને તેમને પાન (૮) ને ત્રિવેણી (૧) બે પુત્રીઓ અને બટુક (૪) એક પુત્ર છે.

(૨૬) રા. કાનજી ગીરધર મહેતા (૨૮) ટ્રેનિંગ કોલેજની બીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલા છે, ને રૂ. ૧૫) ના પગારથી ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મુક્તા (૨૦) છે.

(૨૭) રા. રણછોડલાલ પુરૂષોત્તમ મહેતા (૪૬) લગભગ ૨૦ વર્ષથી જૂનાગઢમાં રહે છે ને ત્યાં છાપખાનામાં શીરસ્તદાર તરીકે રૂ. ૨૦) ના પગારથી કામ કરે છે. તેમને શાન્તાગૌરી (૧૧) એક પુત્રી છે. ગં. સ્વ. ગંગા (૩૫) રા. રણછોડલાલના મોટાભાઈ સ્વ. કેશવલાલનાં પત્ની છે, અને ગં. સ્વ. જેઠી (૨૨) સ્વ. કેશવલાલથી નાના સ્વ. કરૂણાશંકરનાં પત્ની છે.

(૨૮) રા. રતિલાલ હરજીવન મહેતા (૩૪) પોલીસખાતામાં હવાલદાર છે ને માસિક રૂ. ૨૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પુરી (૨૨) છે, ને તેમને લલીતા (૫) ને ભાગીરથી (૨) બે પુત્રીઓ છે. રા. નાગરલાલ (૩૧) રા. રતિલાલના નાનાભાઈ છે, તેઓ જમીનદારીનું કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૨૧) છે, ને તેમને ચંદ્રકાન્ત (૮ માસ) એક પુત્ર છે. રા. ત્રિભોવન (૫૧) રા. રતિલાલના કાકા છે.

(૨૯) રા. અંબાશંકર મહાશંકર મહેતા (૩૧) ભાવનગરમાં રૂ. ૧૦) ના પગારથી ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૨૧) છે, ને તેમને દીનકરરાય (૨) એક પુત્ર છે. રા. વાસુદેવ (૨૬) રા. અંબાશંકરના નાનાભાઇ છે, ને તેઓ પણ ભાવનગરમાં ગુજરાતી શિક્ષક તરીકે રૂ. ૬)ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ મણી (૧૮) છે.

(૩૦) રા. કેશવલાલ વિશ્વનાથ મહેતા (૫૦) ધંધાર્થે હમણા મુંબઇમાં છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૪૫) છે, ને તેમને ભદ્રશંકર (૮) એક પુત્ર છે.

(૩૧) રા. મોરારજી વિશ્વનાથ મહેતા (૪૮) જૂનાગઢ સ્ટેટમાં સ્કૂલમાસ્તર છે. તેમને ત્રણ પુત્ર ને એક પુત્રી છે, તેમાં મોટા પુત્ર રા. જયન્તીલાલ (૨૬) ટ્રેનિંગ કોલેજની બીજા વર્ષની પરીક્ષામાં પાસ થએલા છે ને હમણા નડિયાદમાં સ્કૂલમાસ્તર તરીકે કામ કરે છે. તેઓ લેખક તરીકે પણ સારૂં કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શોભદ્રા (૧૭) છે. રા. લક્ષ્મીશંકર (૧૮) રા. મોરારજીના વચેટ પુત્ર છે, ને તેઓ અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે. તેમની વહુનું નામ સૌ. રેવા (૧૪) છે. બટુક (૩) રા. મોરારજીના નાના પુત્ર છે, ને તે ઉપરાંત એક પુત્રી છે તેમનું નામ જાણવામાં નથી.

(૩૨) રા. નાગરલાલ વિશ્વનાથ મહેતા (૪૦) વૈદકનું કામ કરે છે, ને તેમને વાસુદેવ (૮) એક પુત્ર છે. ગં. સ્વ. પાર્વતી (૬૦) રા. નાગરલાલનાં માતુશ્રી છે.

(૩૩) રા. જગજીવન વિશ્વનાથ મહેતા (૩૨) લગભગ ૭ વરસથી વરસડામાં રહે છે ને ત્યાં શિક્ષક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ નર્મદા (૩૦) છે, ને તેમને એક પુત્ર (૩) અને એક પુત્રી (૧) છે; તેમનાં નામ જાણવામાં નથી.

(૩૪) રા. છગનલાલ પીતામ્બર મહેતા (૫૦) વિદ્વાન્ છે, ને વૈદકનો ધંધો કરે છે.

(૩૫) ગં. સ્વ. વેણી (૬૦) સ્વ. ગણેશજી મોનજી મહેતાનાં પત્ની છે.

(૩૬) ગં. સ્વ. ઉજમ (૪૦) સ્વ. અમરજી જેશંકર મહેતાનાં પત્ની છે, ને તેમને રા. માણેકલાલ ઉર્ફે સુખદેવ (૨૨) એક પુત્ર છે.

(૩૭) રા. જટાશંકર પુરૂષોતમ મહેતા (૫૨) રાજકોટ ટ્રેનિંગ કોલેજમાં સીનીયર થએલા છે. તેઓ હમણા મહુવામાં તાલુકા સ્કૂલ માસ્તર છે ને પગાર રૂ. ૫૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૫૦)છે. તેમના પુત્ર રા. મગનલાલ (૩૪) મેટ્રિક સુધી ભણેલા છે ને કરાંચીમાં રૂ.૩૫)ના પગારથી આસિ. માસ્તર તરીકે કામ કરે છે. તેમની વહુનું નામ સૌ. રેવા (૩૨) છે, ને તેમને નંદલાલ (૧૪) ને બટુક (૮) બે પુત્ર અને બે પુત્રીઓ છે, પણ તેમનાં નામ જાણવામાં નથી.

(૩૮) રા. જગજીવન પુરૂષોત્તમ મહેતા (૪૨) એન્જીનીયર છે. તેમનાં બીજી વારનાં પત્નીનું નામ સૌ. કમળા (૧૬) છે, રા. જગજીવનને મંગળા (૧૦) ને બાઉ (૮) બે પુત્રીઓ અને બટુક (૨) એક પુત્ર છે.

(૩૯) રા. જેઠાલાલ પુરૂષોત્તમ મહેતા (૩૯) ગુજરાતી શિક્ષક તરીકે રૂ. ૧૦)ના પગારથી કામ કરે છે, ને તેમને રમણિકરાય (૧૨)ને પ્રતાપરાય (૯) બે પુત્ર છે.

(૪૦) રા. નર્મદાશંકર પુરૂષોત્તમ મહેતા (૩૪) સર્વે ખાતામાં નીમતાણદાર છે, ને પગાર રૂ. ૪૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હરિ (૨૭) છે, ને તેમને ત્ર્યંબકલાલ (૧૦)ને ભગવાનલાલ (૪) બે પુત્ર અને લલીતા (૮) એક પુત્રી છે.

(૪૧) રા. નાગરલાલ પુરૂષોત્તમ મહેતા (૩૨) વ્યાપાર કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. તારા (૨૭) છે, ને તેમને જયમણિશંકર (૧૩), હરિલાલ (૧૦) ને લાભશંકર (૭) ત્રણ પુત્રો અને જયાગૌરી (૨) એક પુત્રી છે.

**ભીતલી–માંડવ્ય ગોત્ર**–(૧) રા. મોહનલાલ વિશ્વનાથ વ્યાસ (૩૦) મેટ્રિક સુધી ભણ્યા છે, ને હાલમાં અમદાવાદમાં સબ્ રજીસ્ટારની ઓફિસમાં રૂ. ૧૮)ના પગારથી કારકુન તરીકે કામ કરે છે. સૌ. લાભકુંવર (૧૩) તેમનાં બીજી વારનાં પત્ની છે. રા. મોહનલાલનાં પહેલી વારનાં પત્નીનો ચંપકલાલ (૮) એક પુત્ર છે.

(૨) ગં. સ્વ. મોતી (૪૦) સ્વ. કેશવલાલ કરૂણાશંકર વ્યાસનાં પત્ની છે. તેમને હરિલાલ (૧૮) પુત્ર છે, તે વિદ્યાભ્યાસ કરે છે.

(૩) રા. મણિશંકર કરૂણાશંકર વ્યાસ (૪૯) ખાનગી નોકરી કરે છે.

**રોજકા**—કશ્યપ ગોત્ર—(૧) રા. **અમૃતલાલ વિઠ્ઠલજી** ભટ્ટ (૬૮) વિદ્વાન્ છે. તેઓ કથાવાર્તા ને વૈદકનો ધંધો કરતા હતા તે વૃદ્ધાવસ્થાને લીધે હમણા કરતા નથી. તેમનાં પત્નીનું નામ સૌ. જુઠી (૪૨) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. **ધીરજલાલ** (૨૬) છે; તેઓ સીનીયર થએલા છે ને હમણા બરવાળામાં રૂ. ૨૦) પગારથી ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. વળી તેઓ કવિ ને લેખક તરીકે પણ સારૂં કામ કરે છે. તેમનામાં સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન હોવા ઉપરાંત મરાઠી ને હિંદી ભાષાનું જ્ઞાન પણ છે. તેમનાં પત્નીનું નામ સૌ. **આણંદ** (૨૬) છે, ને તેમને **દામોદર** (૫) એક પુત્ર છે. રા. **પુરૂષોત્તમ** (૨૨) રા. **અમૃતલાલના** નાના પુત્ર છે, તેઓ કરાચીમાં રૂ. ૧૫) ના પગારથી ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમની વહુનું નામ સૌ. **ભાગીરથી** (૧૧) છે.

(૨) રા. **ગિરધરલાલ વિઠ્ઠલજી** ભટ્ટ (૫૪) સીનીયર થએલા છે, ને હમણા ચુડામાં તાલુકા સ્કૂલ માસ્તર છે. તેમને પગાર રૂ. ૫૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કુંવરબાઇ (૫૩) છે. તેમને રા. **પ્રાણનારાયણ** (૩૦) એક પુત્ર છે, તેઓ કરાચીમાં કલાર્ક તરીકે કામ કરે છે; ને તેમને રૂ. ૬૦) પગારના મળે છે. તેમણે કોમર્શીઅલ સર્ટિફિકેટ મેળવેલું છે. તેમનાં પત્નીનું નામ સૌ. **ભાગીરથી** (૨૬) છે, ને તેમને **જયા** (૬) એક પુત્રી છે.

(૩) ગં. સ્વ. **પાર્વતી** (૬૫) સ્વ. **જીવનરામ કરૂણાશંકર** ભટ્ટનાં પત્ની છે. તેમના પુત્ર સ્વ. **ગિરજાશંકરનાં** પત્ની ગં. સ્વ. **દયા** (૫૦) છે, તેમને બે પુત્ર છે. તેમાં મોટા રા. **વાસુદેવ** (૩૨) ભાવનગરમાં ન્યાય કોર્ટમાં કારકુન છે, ને પગાર રૂ. ૧૮) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **મોંઘી** (૩૦) છે, ને તેમને **શોભદ્રા** (૧૦) ને **રમાલક્ષ્મી** (૭) બે પુત્રીઓ અને **કનૈયાલાલ** (૪) ને **પ્રતાપરાય** (૧) બે પુત્ર છે. રા. **નાગરદાસ** (૨૭) રા. **વાસુદેવના** નાનાભાઇ છે, ને તેઓ કરાચીમાં રૂ. ૧૫) ના પગારથી ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **અન્નપૂર્ણા** (૨૫) છે.

(૪) રા. **શંકરલાલ કરૂણાશંકર** ભટ્ટ (૬૫) કથાવાર્તાનો ધંધો કરે છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. **શીવગૌરી** ૬૦) છે. તેમને બે પુત્ર હતા, તેમાં મોટા રા. **મણિશંકર** (૪૨) રેલ્વેમાં કલાર્ક તરીકે કામ કરે છે, ને પગાર રૂ. ૫૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **મોંઘી** (૩૧) છે. તેમને **યશવંતરાય** (૧૫) એક પુત્ર અને **કાન્તાગૌરી** (૬) એક પુત્રી છે. **યશવંતરાયનાં** વહુનું નામ સૌ. **ચંપાગૌરી** (૧૩) છે. રા. **શંકરલાલના** નાના પુત્ર સ્વ. **મોહનલાલનાં** પત્નીનું નામ ગં. સ્વ. **રેવા** (૩૦) છે, ને તેમને **ભાનુશંકર** (૧૬), **લાભશંકર** (૧૨), **મુળશંકર** (૧૦) ને **બટુક** (૮) ચાર પુત્ર અને **જયા** (૬) એક પુત્રી છે.

**કૌશિક ગોત્ર**—(૫) રા. **મોહનરામ શિવશંકર** જોશી (પુરાણી) (૪૫) વિદ્વાન છે, ને કથાવાર્તા ને વૈદકનો ધંધો કરે છે. હરદાસ બોવા તરીકે પણ તેઓ સારૂં કામ કરી શકે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **મણિ** (૪૨) છે, ને તેમને **શાન્તિલાલ** (૧૨), **નૃસિંહપ્રસાદ** (૮) ને **રતિલાલ** (૪) ત્રણ પુત્રો છે. ગં. સ્વ. **હરિબા** (૮૫) રા. **મોહનરામનાં** માતુશ્રી છે.

(૬) રા. **નાગરલાલ લક્ષ્મીરામ** જોશી (૩૬) મુંબઈમાં ગરમ કાપડની દલાલીનું કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **રેવા** (૩૫) છે, ને તેમને **ઉમીયાશંકર** (૮) એક પુત્ર અને **ત્રિવેણી** (૩) ને **મંગળાગૌરી** (૫ માસ) બે પુત્રીઓ છે.

(૭) રા. **જગજીવન લક્ષ્મીરામ** જોશી (૩૦) અમદાવાદમાં નોકરી કરે છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. **કુંવર** (૨૫) છે. રા. **અંબાશંકર** (૨૭) રા. **જગજીવનના** નાના ભાઈ છે, તેઓ સારા વિદ્વાન્ છે ને મુંબઈમાં શાસ્ત્રીયવૃત્તિ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **વિજયાલક્ષ્મી** (૧૧) છે. રા. દયા-

શંકર (૨૫) રા. અંબાશંકરના નાનાભાઇ છે, તેઓ મુંબઇમાં વ્યાપારી ખાતામાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૪૦) મળે છે.

(૮) ગં. સ્વ. કાશી (૩૫) સ્વ. હિંમતરામ ગોવિંદજી જોશીનાં પત્ની છે.

(૯) રા. નાગરદાસ કાળીદાસ જોશી (૪૧) ભાવનગર સ્ટેટના કેળવણી ખાતામાં કલાર્ક છે, ને પગાર રૂ. ૧૨) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મોંઘી (૧૬) છે. ગં. સ્વ. નર્મદા (૨૭) રા. નાગરદાસના મોટાભાઈ સ્વ. ઈશ્વરલાલનાં પત્ની છે.

(૧૦) રા. નર્મદાશંકર રણછોડ જોશી (૩૫), તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૩૦) છે. તેમને એક પુત્ર છે, તેમનું નામ ને ઉમ્મર જાણવામાં નથી આવ્યું.

(૧૧) રા. મગનલાલ રાઘવજી જોશી (૩૨) ધ્રાંગધ્રામાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૫૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મૂળી (૨૮) છે, ને તેમને કાન્તિપ્રસાદ (૧૦) ને વિનાયક (૩) બે પુત્ર અને વિદ્યા (૮) એક પુત્રી છે. ગં. સ્વ. મોતી (૬૦) રા. મગનલાલનાં માતુશ્રી છે.

વચ્છસ ગોત્ર—(૧૨) રા. રામભટ પીતામ્બર ભટ્ટ (૪૦) બીજવર થએલા છે, ને હમણા વડતાલમાં સ્વામીનારાયણના મંદિરના દવાખાનામાં ડૉકટર તરીકે રૂ. ૩૫) ના પગારથી કામ કરે છે. તેમણે સંસ્કૃત અભ્યાસ પણ ઠીક કરેલો છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. નંદકુવર (૨૦) છે, ને તેમને ચીમનલાલ (૫) ને બટુક (૧) બે પુત્ર છે. રા. કાન્તીશંકર (૧૭) રા. રામભટના પહેલીવારનાં પત્નીના પુત્ર છે, ને તેઓ અંગ્રેજી અભ્યાસ કરે છે. તેમની વહુનું નામ સૌ. દુર્ગાલક્ષ્મી (૧૬) છે.

(૧૩) રા. ખુશાલરામ પીતામ્બર ભટ્ટ (૨૬) અમદાવાદની મ્યુનિસિપાલીટીના ઇજનેર ખાતામાં રૂ. ૧૨) ના પગારથી નોકરી કરે છે. તેમણે વીરીંગનું પણ સર્ટિફિકેટ મેળવેલું છે. તેમનાં પત્નીનું નાન સૌ. મૂળી (૨૪) છે, ને તેમને ચંપા (૫) પુત્રી અને મહીપત (૧) પુત્ર છે.

(૧૪) રા. રઘુનાથરાય પીતામ્બર ભટ્ટ (૨૪) કરાચીમાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૨૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ડાહી (૧૮) છે. ગં. સ્વ. કાશી (૫૫) રા. રઘુનાથરાયનાં માતુશ્રી છે.

લાઠી-ભારદ્વાજ ગોત્ર—ગં. સ્વ. રેવા (૫૭) સ્વ. નાનજી પ્રભુરામનાં પત્ની છે. ગં. સ્વ. જીજી (૪૧) સ્વ. નાનજીના નાનાભાઇ સ્વ. નાગજીનાં પત્ની છે, તેમને રા. દયાશંકર (૩૨) પુત્ર છે, તે જામનગરમાં રેલ્વે ખાતામાં નોકરી કરે છે. તેમની વહુનું નામ સૌ. ત્રિવેણી (૧૩) છે. રા. શંકરજી (૪૧) સ્વ. પ્રભુરામ ગોવિંદજી ભટ્ટના સૌથી નાના પુત્ર છે, ને વૈદકનો ધંધો કરે છે.

લીલીઆ-સાંખ્યાયન ગોત્ર—ગં. સ્વ. મોંઘી (૪૦) સ્વ. નર્મદાશંકર પ્રભુરામ મહેતાનાં પત્ની છે. રા. હરિશંકર પ્રભુરામ મહેતા (૩૮) વ્યાપાર કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. ગોમતી (૩૩) છે; ને તેમને આનંદશંકર (૧૧) એક પુત્ર છે. રા. ઈશ્વરલાલ પ્રભુરામ મહેતા (૩૪) કલાર્કની નોકરી કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. દુર્ગા (૨૯) છે; ને તેમને મુળશંકર (૧૩), રમણિક (૧૦)ને મુનીરાજ (૭) ત્રણ પુત્રો છે. રા. પ્રાણલાલ પ્રભુરામ મહેતા (૩૦) અદ્યપર્યંત બ્રહ્મચર્યાવસ્થામાં છે, ને પરોપકારવૃત્તિથી સમાજ–સેવાનાં કાર્યો કરવામાં પોતાનો સમય ગાળે છે. રા. ત્રંબકલાલ પ્રભુરામ મહેતા (૨૮) નોકરી કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. કુમુદા (૧૪) છે. રા. લાભશંકર પ્રભુરામ મહેતા (૨૬) બ્રહ્મચર્યાવસ્થામાં છે, ને નોકરી કરે છે.

વડોદ-માંડવ્ય ગોત્ર—(૧) રા. જટાશંકર નાગરદાસ વ્યાસ (૨૭) સરવૈયર છે, ને પગાર રૂ. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. આણંદ (૨૨) છે, ને તેમને પ્રતાપરાય (૩) એક પુત્ર અને જયાકુંવર (૭)ને શાન્તા (૧) બે પુત્રીઓ છે.

(૨) રા. ઉમીયાશંકર નાગરદાસ વ્યાસ (૨૨) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૨૧) છે, ને તેમને ત્રંબકલાલ (૩) ને બટુક (૧) બે પુત્ર છે. મગનલાલ (૮) સ્વ. નાગરદાસ

ભવાનીશંકર વ્યાસના સૌથી નાના પુત્ર છે, અને ગં. સ્વ. જડી (૩૦) સ્વ. નાગરદાસ ભવાનીશંકર વ્યાસનાં બીજીવારનાં પત્ની છે.

વારણા-કૌશિક ગોત્ર—(૧) ગં. સ્વ. જડી (૪૮) સ્વ. શંકરલાલ લક્ષ્મીરામ શુકૂલનાં પત્ની છે, તેમને ત્રણ પુત્ર છે. તેમાં સૌથી મોટા રા. વાસુદેવ (૨૬) સીનીયર થએલા છે, ને કરાચીમાં ડ્રોઇંગ માસ્તર તરીકે રૂ ૩૫)ના પગારથી કામ કરે છે; તેમજ 'બાલમિત્રવાળા'ના કાર્યવાહક તરીકે પણ કામ કરે છે. વળી તેઓ સાહિત્યરસિક હોવાથી લેખો ને કવિતાઓ પણ માસિકોમાં મોકલે છે. તેમને ઉત્તમ શિક્ષણ બદલ કોલેજમાંથી એક 'ચાંદ' પણ મળેલો છે. તેમનાં પત્નીનું નામ સૌ. ચંચળ (૨૨) છે. રા. મુળશંકર (૨૧) વાસુદેવના નાના ભાઇ છે, તેઓ પોરબંદર સ્ટેટમાં કારકુન તરીકે કામ કરે છે, ને માસિક પગાર રૂ. ૨૦) મળે છે. ચમનલાલ (૧૫) સ્વ. શંકરલાલ શુકૂલના સૌથી નાના પુત્ર છે, ને હમણા અંગ્રેજી પાંચમું ધોરણ ભણે છે. ગં. સ્વ. મોંઘી (૪૧) સ્વ. શંકરલાલ શુકૂલના નાનાભાઇ સ્વ. કરશનજીનાં પત્ની છે.

(૨) ગં. સ્વ. મોંઘી (૩૫) સ્વ. કેશવલાલ મોરારજી શુકૂલના પત્ની છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. અંબાશંકર (૧૭) અમદાવાદમાં મીલમાં નોકરી કરે છે ને માસિક રૂ. ૯) મળે છે. પ્રતાપરાય (૧૪) ને વાસુદેવ (૧૦) રા. અંબાશંકરના નાના ભાઇઓ છે.

(૩) રા. મોહનલાલ મોરારજી શુકૂલ (૪૬) જમીનદારીનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૪૫) છે. રા. જટાશંકર મોહનલાલ (૨૨) સેકન્ડીયર થએલા છે ને હાલમાં ગુજરાતી શિક્ષક તરીકે રૂ. ૧૫) ના પગારથી કામ કરે છે. તેમના પુત્રનું નામ ચુનીલાલ (૫) છે.

(૪) રા. પરભુજી અમરજી શુકૂલ (૪૦) વૈદકનો ધંધો કરે છે.

દક્ષસગોત્ર-(૫) ગં. સ્વ. દયા (૪૫) સ્વ. અમૃતલાલ પરોત (પુરોહિત) નાં પત્ની છે. ગુજરાત વિભાગમાં દક્ષસગોત્રમાં આ એકજ છે.

વચ્છસગોત્ર-(૬) ગં. સ્વ. કરશન (૭૫) સ્વ. ભવાનીશંકર ત્રીકમજી ભટ્ટનાં પત્ની છે, અને ગં.સ્વ. પાન (૪૦) સ્વ. છોટાલાલ મોરારજી ભટ્ટનાં પત્ની છે.

(૭) ગં. સ્વ. મોંઘી (૪૦) સ્વ. જદુરામ ત્રીકમજી ભટ્ટનાં બીજીવારનાં પત્ની છે.

(૮) રા. પુરૂષોત્તમ ત્રિભોવન ભટ્ટ (૪૮) પ્રતિષ્ઠિત ગણાય છે, ને વ્યાપાર કરે છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. કસ્તુર (૨૨) છે.

(૯) રા. માણેકલાલ છગનલાલ ભટ્ટ (૨૨) ગુજરાતી શિક્ષક છે ને માસિક રૂ. ૯) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઉજમ (૨૨) છે.

(૧૦) ગં. સ્વ. મણિ (૩૮) સ્વ. મણિશંકર કાળીદાસ ભટ્ટનાં પત્ની છે.

(૧૧) રા. જટાશંકર કેશવરામ ભટ્ટ (શાસ્ત્રી) (૩૧) વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અચી (૩૧) છે, ને તેમને વૃંદાવન (૧૧), અંબાશંકર (૭) ને હરિપ્રસાદ (૨) ત્રણ પુત્રો છે.

(૧૨) રા. મુગટરામ બદ્રીનાથ ભટ્ટ (૧૯) ગુજરાતી શિક્ષક છે ને માસિક રૂ. ૯ મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અજવાળી (૧૯) છે. ગં. સ્વ. જડી (૪૨) રા. મુગટરામનાં માતુશ્રી છે.

(૧૩) ગં. સ્વ. મણિ (૪૦) સ્વ. રામભટ અમરજીનાં પત્ની છે.

સીહોર-કશ્યપગોત્ર-(૧) રા. ગૌરીશંકર ભાઇશંકર ભટ્ટ (૪૮) નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રેવા (૪૮) છે.

(૨) રા. પ્રભાશંકર નથુરામ ભટ્ટ (૬૮) વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે, તેમને બે પુત્ર છે. તેમાં મોટા રા. ગીરજાશંકર (૫૦) વૈદકનો ધંધો કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૫૦) છે. તેમને રા. લક્ષ્મીશંકર (૩૧) એક પુત્ર છે, તેઓ પણ વૈદાનો ધંધો કરે છે. રા. લક્ષ્મીશંકરનાં પત્નીનું

નામ સૌ. ચોંથી (૩૧) છે, ને તેમને ચંદુલાલ (૪) ને અનંતરાય (૧) બે પુત્ર છે. રા. છોટાલાલ(૩૪) રા. પ્રભાશંકર નથુરામ ભટ્ટના નાના પુત્ર છે, તેઓ માણસા સ્ટેટમાં ડૉકટર છે. તેમનાં પત્નીનું નામ સૌ. શીવ (૩૩) છે, ને તેમને ભાનુશંકર (૧૬), દેવશંકર (૯) ને રસીકલાલ (૨) ત્રણ પુત્રો અને મહાલક્ષ્મી (૫) એક પુત્રી છે. સૌ. મણી (૧૩) ભાનુશંકરનાં પત્ની છે.

(ગુજરાત વિભાગના છેલ્લા કુટુંબની નોંધ લેતાં એક ભૂલ પકડાઇ છે તે અગત્ય હોવાથી જણાવું છું. સૂચના આપવા છતાં એક બાજુએ લખી શકાય તેવા ફોરમની બીજી બાજુએ ત્રણ બાળકનાં નામ (૨ પુ+૧ સ્ત્રી) લખાએલાં હોવાથી ગણતરી વખતે ધ્યાનમાં આવી શકયાં ન હતાં, પરન્તુ ડિરેકટરી લખતી વખતે તે ધ્યાનમાં આવવાથી તે રીતસર નોંધાયાં છે. એટલે જ્યાં જ્યાં યોગ્ય ફેરફાર લાગે ત્યાં ત્યાં તેમની ગણતરીનો ફેરફાર કરી લેવો.)

---

## હાલાર વિભાગ.

( **સૂચના**–નામ પછી કૌંસમાં મૂકેલા આંકડા ઉમ્મર–વર્ષના છે. )

**અમરેલી–દક્ષસ** ગોત્ર—(૧) ગં. સ્વ. માનકુંવર (૫૫) સ્વ. લીલાધર તુલશીનાં પત્ની છે. તેમને બે પુત્ર છે. તેમાં મોટા રા. હરિલાલ (૩૫) વડોદરા પ્રાંતમાં નાયબ ફોજદાર છે, ને પગાર રૂ. ૨૫) મળે છે. તેમના પુત્રનું નામ જશવંતરાય (૮) છે. રા. મગનલાલ (૨૦) રા. હરિલાલ લીલાધરના નાના ભાઈ છે, તેઓ વ્યાપારી ખાતામાં નોકરી કરે છે.

(૨) ગં. સ્વ. જમના (૬૫) સ્વ. જયાનંદ તુલશીનાં પત્ની છે.

**ઘૃતકૌશિક** ગોત્ર—(૩) રા. મૂળશંકર હરિનંદ મુળાણી (૫૦) કવિ છે અને નાટકકાર તરીકે કામ કરે છે. તેમના પુત્ર રા. હરિલાલ (૨૬) બી. એ. થએલા છે અને નાટકો લખવાનું કામ કરે છે. રા. હરિલાલનાં વહુ (૧૮) વર્ષની ઉમ્મરનાં છે અને તેમને (૧) વર્ષનો દીકરો છે તેમનાં નામ જાણવામાં નથી. રા. નાનાભાઇ હરિશંકર (૧૮), ને તેમનાં વહુની ઉમ્મર (૧૫) વર્ષની છે.

(૪) રા. ગિરધરલાલ હરિલાલ મુળાણી (૪૬) બંગાળી ભાષા જાણે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જમના (૪૪) છે, ને તેમને રા. રણછોડલાલ (૨૬), વેણીશંકર ઉર્ફે બાબુ (૨૩) ને રસીકલાલ (૧૬) ત્રણ પુત્રો છે; તેમાં સૌથી મોટા રા. રણછોડલાલનાં પત્નીનું નામ સૌ. કમળાગૌરી (૨૫) છે, ને તેમને કનકપ્રભા (૨) એક પુત્રી છે.

(૫) રા. બચુભાઇ રૂગનાથજી મુળાણી (૪૨) પેઇન્ટરનું કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. દયાબેન (૪૨) છે, ને તેમને સવિતા (૧૨), બબલી (૪) ને નાની બબલી (૨) મળી ત્રણ પુત્રીઓ છે.

**ભાર્ગવ** ગોત્ર–(૬) રા. ત્રિભોવન ભોળાભાઇ મહેતા (૫૮) વડોદ્રામાં પોલીસ ખાતાના નાયબ સુબાના શિરસ્તદાર છે, ને પગાર રૂ. ૫૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગંગા (૪૮) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. દ્વારકાંપ્રસાદ (૧૭) મેટ્રીકનો અભ્યાસ કરે છે, ને તેમનાં વહુનું નામ સૌ. પૂરી (૧૩) છે. રણછોડલાલ (૧૩) રા. ત્રિભોવનભાઇના નાના પુત્ર છે, તેમની વહુનું નામ સૌ. હરિગંગા (૧૨) છે.

(૭) રા. નૃસિંહપ્રસાદ ગિરજાશંકર મહેતા (૩૩) વૈદું કરે છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. જીકુબેન(૩૨) છે. રા. કૃષ્ણપ્રસાદ (૨૯) રા. નૃસિંહપ્રસાદના નાનાભાઇ છે, તેઓ પણ વૈદું કરે છે, અને ઓરિયંટલ ફાર્મસીના માલેક છે. કવિ ને લખક તરીકે પણ તેઓ સારૂં કામ કરે છે. આપણી જ્ઞાતિમાંનું માસિક પત્ર (સહકાર) કાઢવાનું પ્રથમ માન પણ તેમનેજ ઘટે છે. જો કે જ્ઞાતિના કમભાગ્યે એ પત્ર ઝાઝો વખત ટકી શક્યું ન હતું. રા. કૃષ્ણપ્રસાદનાં પત્નીનું નામ સૌ. જયા (૨૫) છે,

ને તેમને બાબુ (૫), ડોલર (૩) ને રજનીકાન્ત (૧) ત્રણ પુત્રો છે. રા. શ્રીપ્રસાદ (૨૬) રા. કૃષ્ણપ્રસાદના નાના ભાઇ છે, તેમણે પ્રિવિયસ સુધી અભ્યાસ કર્યો છે, ને હમણાં વેરાવળમાં અંગ્રેજી શિક્ષક તરીકે રૂ. ૩૦) ના પગારથી કામ કરે છે. તેઓ પણ સારાં કાવ્યો બનાવે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગૌરી (૧૯) છે, ને તેમને ભાનુમતી (૨) પુત્રી અને મહેન્દ્ર પુત્ર છે.

ભારદ્વાજગોત્ર–(૮) રા. બચુભાઇ ઉર્ફે રણછોડદત્ત મટ્ટુરામ ભટ્ટ (૫૧) કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. લાડકુંવર (૪૮) છે, ને તેમને રા. છોટાલાલ (૨૯) એક પુત્ર છે; તેઓ ગુજરાતી શિક્ષક છે ને પગાર રૂ. ૨૫) મળે છે. તેમની વહુનું નામ સૌ. મુક્તા (૨૨) છે.

ઉમરાળા–વચ્છસ ગોત્ર–રા. ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટ (ગોલાધર) (૩૫) મુંબઇમાં નોકરી કરે છે. તેમનાં બીજી વારનાં પત્નીનું નામ સૌ. ધીરજલક્ષ્મી (૧૮) છે. રા. ભગવાનલાલને વસંત (૮) નામની એક પુત્રી છે.

કુંડલા–ભાર્ગવ ગોત્ર–(૧) રા. હરખલાલ ગૌરીશંકર મહેતા (૪૦) ભાવનગરમાં ખાનગી ખાતામાં કારકુન છે, તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૪૦) છે, ને તેમને રસીલા (૧૦) ને સુશીલા (૨) બે પુત્રીઓ અને બાબુ (૫) એક પુત્ર છે.

(૨) રા. આદિત્યરામ કલ્યાણજી મહેતા (૩૮) વ્યાપાર કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મુળી (૩૫) છે, ને તેમને મથુરાંપ્રસાદ (૧૪), કાન્તીલાલ (૧૩), જયદેવ (૪) ને વાસુદેવ (૨) મળી ચાર પુત્રો અને દિવાળી (૧૨) અને ઈરાવતી (૪ માસ) બે પુત્રીઓ છે. ગં. સ્વ. કસ્તુર (૭૫) રા. આદિત્યરામનાં માતુશ્રી છે.

(૩) રા. મુળશંકર ભગવાનજી મહેતા વ્યાજ વટાવનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. તારાગૌરી છે, ને તેમને ભાયલાભાઇ (૧) એક પુત્ર છે. ગં. સ્વ. વજી, રા. મૂળશંકરને શું સગાં થાય તે સમજી શકાયું નથી.

(૪) રા. કાળીદાસ કાનજી મહેતા વ્યાજ વટાવનો ધંધો કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. દયાકુંવર છે, ને તેમને લક્ષ્મીપ્રસાદ, અનંતરાય, ને બળવંતરાય ત્રણ પુત્રો અને શાન્તા એક પુત્રી છે. સૌ. બહેનાં રા. લક્ષ્મીપ્રસાદનાં પત્ની છે, અને ગં. સ્વ. ઝીકુ સ્વ. ચમનલાલનાં પત્ની છે.

સાંખ્યાયન ગોત્ર–(૫) રા. જટાશંકર કેવળરામ ભટ્ટ (૬૬) વિદ્વાન્ છે ને વૈદું ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમને ચાર પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. ત્રંબકલાલ (૫૧) મુંબઇમાં વૈદું કરે છે. રા. ત્રંબકલાલનાં પત્નીનું નામ સૌ. કસ્તુર (૪૦) છે, ને તેમને રા. નૃસિંહપ્રસાદ (૨૭) ને રા. પ્રતાપરાય (૧૯) બે પુત્ર છે, તેમાં રા. નૃસિંહપ્રસાદ વૈદું કરે છે, ને તેમનાં પત્નીનું નામ સૌ. જયા (૧૮) છે. રા. પ્રતાપરાયનાં પત્નીનું નામ સૌ. પ્રમીલા (૧૫) છે. રા. નારણજી (૪૫) રા. ત્રંબકલાલના નાના ભાઇ છે, તેઓ પણ વિદ્વાન છે ને વૈદું ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૩૮) છે, ને તેમને રા. બાબુરાય (૧૮) ને હરિવલ્લભ (૧૦) બે પુત્રો છે. રા. બાબુરાયનાં પત્નીનું નામ સૌ. ચંપા (૧૪) છે. રા. અમૃતલાલ (૩૫) રા. નારણજીના નાના ભાઈ છે, ને વ્યાજવટાવનો ધંધો કરે છે. તેઓ હમણાં વિધુર છે. રા. હરિલાલ (૩૦) રા. જટાશંકરના સૌથી નાના પુત્ર છે. તેઓ પણ વૈદુંજ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પ્રાણકુંવર (૨૨) છે, ને તેમને રમેશચંદ્ર (૯) એક પુત્ર અને ઇંદુબેન (૫) એક પુત્રી છે.

(૬) રા. પ્રભાશંકર અમરજી ભટ્ટ (૭૦) વિદ્વાન્ છે, ને સંસ્કૃતાધ્યાપક તરીકે કામ કરે છે. સાથે કથાવાર્તાનો પણ ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મુળીબાઇ (૬૨) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. ભગવાનલાલ (૩૪) કારકુન તરીકે રૂા. ૧૫) ના પગારથી કામ કરે છે, ને સાથે કથાવાર્તાનો પણ ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કંકુબાઇ (૩૨) છે. ને તેમને

કૃષ્ણપ્રસાદ (૧૬) એક પુત્ર અને મેના (૮), વસુમતી (૬) ને ટપુ (૪) ત્રણ પુત્રીઓ છે; તેમાં કૃષ્ણપ્રસાદનાં વહુનું નામ સૌ. ચંદુ ઉર્ફે જયાગૌરી (૧૩) છે. રા. અમૃતલાલ (૩૦) રા. પ્રભારામ ભટ્ટના નાના પુત્ર છે, ને તેઓ પોલીસ–કારકુન તરીકે રૂા. ૧૨) ના પગારથી કામ કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. રાધાબાઇ (૨૮) છે, ને તેમને ગુલાબરાય (૧૧) ને રમણીક (૫) બે પુત્ર અને લલીતા (૭) ને પદ્મા (૩) બે પુત્રીઓ છે.

(૭) રા. કૃષ્ણજીવન હરિભાઇ ભટ્ટ (૬૮) કથાવાર્તા ને જ્યોતિષનો ધંધો કરે છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. પોપટલાલ (૩૮) વ્યાપાર કરે છે. સૌ. સવિતાગૌરી (૧૬) રા. પોપટલાલનાં પત્ની છે. તેમજ રા. પોપટલાલને પહેલીવારનાં પત્નીનો એક પાંચ વર્ષનો પુત્ર પણ છે. રા. નાનાલાલ (૩૨) રા. કૃષ્ણજીવન ભટ્ટના નાના પુત્ર છે, ને તેઓ કારકુન તરીકે રૂા. ૧૫) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગંગા (૨૫) છે, ને તેમને શાન્તા (૧૦), જયલક્ષ્મી (૩) ને એક નાની (૧) મળી ત્રણ પુત્રીઓ છે.

(૮) રા. દ્વારિકાંપ્રસાદ ઉમીયાશંકર ભટ્ટ (૨૫) જામનગરમાં સ્ટેશનરી કલાર્ક છે. ને પગાર રૂા. ૨૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. લાભલક્ષ્મી (૨૦) છે, ને તેમને પુષ્પા (૬) ને પારસ (૨) બે પુત્રીઓ છે. ગં. સ્વ. લાડીબાઇ (૬૦) ઘરમાં વૃદ્ધ છે.

(૯) રા. ધીરજરામ કરૂણાશંકર ભટ્ટ (૫૮) સારા વૈદ્યરાજ છે. તેમનાં પત્નીનું નામ સૌ. રળીયાત (૪૮) છે. તેમને રા. ચંદુલાલ (૨૬) એક પુત્ર છે, તેઓ પ્રીવીયસનો અભ્યાસ કરે છે. તેમની વહુનું નામ સૌ. પ્રમીલા (૧૮) છે, ને તેમને રમણીકલાલ (૨) એક પુત્ર છે.

(૧૦) રા. કેશવલાલ માણેકલાલ ભટ્ટ (૩૮) ભાવનગર રેલ્વેમાં ટ્રાફિક ઇન્સ્પેક્ટર છે. તેમનાં પત્નીનું નામ સૌ. ચંદન (૩૫) છે, ને તેમને લાભુ (૧૩) ને મેના (૧૦) બે પુત્રીઓ છે.

(૧૧) રા. હાથીભાઇ પ્રભાશંકર ભટ્ટ (૬૫) આવસથી છે, ને કથાવાર્તા ને વૈદ્યનો ધંધો કરે છે. તેમનાં ધર્મપત્નીનું નામ સૌ. જમના (૬૦) છે.

(૧૨) રા. વલ્લભદાસ પ્રભાશંકર ભટ્ટ (૫૫) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પ્રાણકુંવર (૫૧) છે. ગં. સ્વ. ચીનાબેન (૨૮) સ્વ. કેસુભાઇનાં પત્ની છે, ને તેમને નાનીબેન (૩) એક પુત્રી છે. રા. હરિલાલ વલ્લભદાસ (૨૭) વૈદું કરે છે, ને તેમને શાન્તિસુધાકર (૧૯) એક પુત્ર છે.

(૧૩) રા. પ્રભુલાલ પ્રભાશંકર ભટ્ટ (૫૦) વિદ્વાન્ છે, ને વૈદું ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જમના (૪૨) છે, ને તેમને દેવીબેન (૧૨) એક પુત્રી છે.

**કોટડા સાંગાણી**–પારાશર ગોત્ર–ગં. સ્વ અવલબાઇ (૬૦) સ્વ. કાનજી હરિરામ ભટ્ટનાં પત્ની છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. વજેશંકર (૨૮) બી. એ. નો અભ્યાસ કરે છે, ને સાથે વ્યાપાર પણ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શાન્તાલક્ષ્મી (૧૯) છે, ને તેમને મુકુન્દરાય (૩) એક પુત્ર અને ભદ્રાગૌરી (૫) ને નિર્મળાગૌરી (૭ માસ) બે પુત્રીઓ છે. રા. ચંપકરાય (૨૦) રા. વજેશંકરના નાના ભાઈ છે ને મેટ્રિકનો અભ્યાસ કરે છે. તેમનાં વહુનું નામ સૌ. હીરાલક્ષ્મી (૧૫) છે, ને તેમને ઇન્દુકુમાર (૧) એ પુત્ર છે.

**ચાવંડ**–ધૃતકૌશિક ગોત્ર–(૧) ગં. સ્વ. જયાબેન (૩૫) સ્વ. ચંદ્રશંકર ઉમીયાશંકરનાં પત્ની છે, ને ઓઓમાં વૈદું કરે છે.

(૨) રા. ત્ર્યંબકલાલ જયશંકર મહેતા (નાથાણી) (૪૫) વિદ્વાન્ છે ને વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમના પુત્ર રા. જયસુખલાલ (૧૯) મુંબઇમાં ઝંડુફાર્મસીમાં નોકરી છે. સૌ. સાવિત્રી (૧૫) રા. જયસુખલાલનાં પત્ની છે, ને તેમને ચંદ્રાબેન (૮ માસ) એક પુત્રી છે.

(૩) રા હરિલાલ જયશંકર મહેતા (૩૪) મુંબઈમાં ઝંડુફાર્મસીમાં નોકરી કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ દયાકુંવર (૩૦) છે, ને તેમને લાભુ (૬) એક પુત્રી અને ગોવિંદલાલ (૩) એક પુત્ર છે.

(૪) રા. **દામોદર કાનજી** મહેતા (૩૪) વૈદ્ય તરીકે ને ધર્મોપદેશક તરીકે કામ કરે છે. તેઓ લેખક ને કવિ તરીકે પણ સારૂં કામ કરે છે. 'આર્યધર્મપ્રકાશ' ના તંત્રી તરીકે પણ કેટલોક વખત તેમણે કામ કરેલું છે તેમના પુત્ર રા. **મનસુખલાલ** (૨૧) અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે. સૌ. **નર્મદા** (૧૬) રા. **મનસુખલાલ**નાં પત્ની છે.

(૫) રા. **અમૃતલાલ** કુંવરજી મહેતા (૪૬) વૈદ્યક ને પુરાણનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જયા (૪૦) છે, ને તેમને **અનંતરાય** (૧૮), **હર્ષદરાય** (૧૧), **રમણીકરાય** (૯) ને **શાન્તીપ્રસાદ** (૫) મળી ચાર પુત્રો છે. તેમાં રા. **અનંતરાય**નાં પત્નીનું નામ સૌ. **હીરાબેન** (૧૨) છે. ગં. સ્વ. **મોંઘીબા** (૬૫) રા. **અમૃતલાલ**નાં માતુશ્રી છે.

(૬) રા. **રણછોડલાલ** કુંવરજી મહેતા (૩૮) સીનીયર થએલા છે, ને ગુજરાતી શિક્ષક તરીકે રૂ. ૩૦) ના પગારથી કામ કરે છે. પ્રસંગે લેખક તરીકે પણ કામ કરે છે. તેમનાં પત્ની સૌ. ગોમતી (૩૫) સાતેક વર્ષથી અંધ થયાં છે. તેમને **તારાનાથ** (૧૫) પુત્ર અને **હરિગંગા** (૨) પુત્રી છે.

**ચુડા–ભારદ્વાજ** ગોત્ર–(૧) રા. **નર્મદાશંકર પોપટભાઇ** ભટ્ટ (વૈદ્ય) (૪૧) લગભગ ૧૪ વર્ષથી ઇંગ્લંડમાં છે ને ત્યાં અભ્યાસ કરે છે.

(૨) રા. **કેશવલાલ પોપટભાઇ** ભટ્ટ (વૈદ્ય) (૩૮) વૈદકનો ધંધો કરે છે. તેઓ કાવ્યો પણ સારાં લખી શકે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **સૌભાગ્યલક્ષ્મી** (૨૦) છે, ને તેમને **દિનકરરાય** (૫) એક પુત્ર અને **ગુણીયલબેન** (૨) ને **બચુબેન** (૬ માસ) બે પુત્રીઓ છે.

**જામજોધપુર–સાંખ્ય** ગોત્ર–(૧) ગં. સ્વ. સંતોક (૫૫) સ્વ. **પ્રભારામ** વ્યાસનાં પત્ની છે. તેમના મોટા પુત્ર સ્વ. ઇચ્છાશંકરનાં પત્નીનું નામ ગં. સ્વ. **મણી** (૩૮) છે, ને તેમને રા. **બાવાભાઈ** (૧૮) પુત્ર અને **બચીબેન** (૧૧) પુત્રી છે. સૌ. **શોભદ્રા** (૧૩) **બાવાભાઇ**નાં પત્ની છે. રા. **શિવપ્રસાદ** (૩૦) સ્વ. ઇચ્છાશંકર **પ્રભારામ** વ્યાસના નાના ભાઇ છે, ને તેઓ વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **ગૌતમ** (૧૩) છે.

(૨) રા. **પોપટ હરિ** વ્યાસ (૫૦) લગભગ ૩૦) વર્ષથી શાપુરમાં રહે છે ને વૈદકનો ધંધો કરે છે. તેમના પુત્ર રા. **કેશવલાલ** (૨૬) લીંબડીમાં નોકરી કરે છે, ને પગાર રૂા. ૩૦) મળે છે. રા. કેશવલાલનાં પત્નીનું નામ સૌ. **માણેક** (૨૨) છે, ને તેમને **મહેન્દ્રરાય** (૮) ને **જટીલ** (૭) બે પુત્રો છે. રા. **લક્ષ્મીશંકર હરિ** વ્યાસ (૪૦) વૈદકનો ધંધો કરે છે, ને તેમનાં પત્નીનું નામ સૌ **પ્રભાકુંવર** (૩૫) છે. રા. **ચુનીલાલ હરિ** વ્યાસ (૩૫) જામનગરમાં વૈદું કરે છે. રા. **બાલા**-**શંકર હરિ** વ્યાસ (૩૨) શાપુરમાં વૈદું કરે છે. રા. **ભાઈશંકર હરિ** વ્યાસ (૩૦) ભાવનગરમાં નોકરી કરે છે ને પગાર રૂા. ૨૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **મૃદુલા** (૧૮) છે, ને તેમને **બચુભાઈ** (૮ માસ) એક પુત્ર છે.

(૩) રા. **પ્રાણશંકર જટાશંકર** વ્યાસ (૫૦) લગભગ ૧૫) વર્ષથી પોરબંદરમાં વૈદ્યરાજ તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **જમના** (૫૦) છે. તેમના પુત્ર રા. **પ્રતાપરાય** (૨૫) વૈદું કરે છે, તેમની વહુનું નામ સૌ. **કંકુબાઇ** (૨૨) છે, ને તેમને **નિર્મળાગૌરી** (૧) એક પુત્રી છે.

ગં. સ્વ. **મણી** (૩૩) રા. **પ્રાણશંકર**નાં પુત્રી અને સ્વ. **ભાઇશંકર કાનજી** ભટ્ટનાં પત્ની છે. તેઓ કયા ગોત્રનાં હશે તે બરાબર નહિ સમજાવાથી અત્રે નોંધ લીધી છે.

**જામનગર–પારાશર** ગોત્ર–(૧) રા. **પ્રવીણરાય** ઉમીયાશંકર પટ્ટણી (૧૮) અંગ્રેજી પાંચમું ધોરણ ભણે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **જયકુમારી** (૧૨) છે.

(૨) રા. **ઇચ્છાશંકર પ્રાણશંકર** પટ્ટણી (૪૦) સીનીયર થએલા છે, ને ગુજરાતી શિક્ષક તરીકે કામ કરે છે. તેમને પગાર રૂ. ૪૦) મળે છે. તેમનાં પત્નીની ઉમર (૩૦) ની છે, ને તેમને **ભીખા**-**ભાઇ** (૧૪), **મુકુંદભાઇ** (૭) ને **મહાસુખભાઇ** (૫) ત્રણ પુત્રો છે.

(૩) રા. પ્રાણશંકર પ્રેમશંકર પટ્ટણી (૫૫) સારા વિદ્વાન્ છે, અને હાલમાં ભાવનગર સ્ટેટમાં વહીવટદાર તરીકે કામ કરે છે. તેમને પગાર રૂ. ૧૨૫) મળે છે. કવિ ને લેખક તરીકે પણ તેમણે ઘણું સારું કામ કરેલું છે. લગભગ ૧૦ ગ્રંથો તો તેમણે પ્રકટ કરેલા છે. તેમના મોટા પુત્ર રા. અમૃતલાલ (૩૫) પણ સારા વિદ્વાન છે, ને ઝાડેશ્વરમાં વૈદ્યરાજ તરીકે કામ કરે છે. રા. અમૃતલાલ પણ લેખો લખે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મંગળાગૌરી (૩૦) છે, ને તેમને ગુણાઢ્ય (૧૧) એક પુત્ર અને જીવતીબેન (૧૦) એક પુત્રી છે. રા. ગણપતરામ (૧૫) રા. પ્રાણશંકર પટ્ટણીના નાના પુત્ર છે, તેઓ વિદ્યાભ્યાસ કરે છે.

ભાર્ગવ ગોત્ર–(૪) રા. પ્રભારામ ગૌરિશંકર મહેતા (૫૫) પુરાણીનો ધંધો કરે છે. તેમના પુત્ર રા. રા. પ્રાણશંકર (૩૩) ડૉકટર તરીકે કામ કરે છે. ધરમ (૭) રા. પ્રાણશંકર પ્રભારામના પુત્ર છે ને ગુજરાતી અભ્યાસ કરે છે.

(૫) રા. પ્રાણશંકર હીરજી મહેતા (૪૦) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગંગા (૩૫) છે, ને તેમને ગુણસુંદરી (૧૨) પુત્રી અને ફરશુરામ (૮), અનંતરાય (૫) ને બટુક (૧) ત્રણ પુત્રોછે.

(૬) રા. ત્ર્યંબકલાલ છગનલાલ મહેતા (૪૫) વૈદું કરે છે. તેમનાં ધર્મપત્નીનું નામ સૌ. કસ્તુર (૨૫) છે. ( સૌ. મણીબાઇ (૨૫) રા. ત્ર્યંબકલાલનાં બીજાં પત્ની છે, તેઓ નાના તડમાંનાં ( ખેરાસામાંનાં ) છે; ને તેમને કંચનગવરી એક પુત્રી છે. )

ભારદ્વાજ ગોત્ર–(૭) રા. શંકરપ્રસાદ ઝંડુભટ્ટજી (૪૮) જામનગરમાં રાજવૈદ્ય છે ને માસિક રૂ. ૨૨૫) મળે છે. તેમના પુત્ર રા. જુગતરામ (૩૩) 'ઝંડુફાર્મસી'ના સ્થાપક ને મેનેજર છે. સૌ. ભાનુલક્ષ્મી (૨૬) રા. જુગતરામનાં પત્ની છે.

(૮) રા. મણિશંકર વિઠ્ઠલજી ભટ્ટ (૭૦) સારા વિદ્વાન્ છે, ને રસવૈદ્ય કહેવાય છે. તેઓશ્રી વૈદ્યકનું કાર્ય કરે છે. તેમના જ્યેષ્ઠ પુત્ર રા. ત્ર્યંબકલાલ (૫૫) પણ વૈદ્યકનો ધંધો કરે છે. રા. બાવાભાઇ ત્ર્યંબકલાલ (૨૦) પણ વૈદું કરે છે. સૌ. નિર્મળા (૧૫) રા. બાવાભાઇનાં પત્ની છે, ને તેમને એક નાની પુત્રી છે. રા. વજેશંકર (૪૫) રા. મણિશંકરજીના નાના પુત્ર છે, ને વૈદું કરે છે. સૌ. જયા (૧૮) રા. વજેશંકરનાં પત્ની છે, ને ગટુલાલ (૧૦) રા. વજેશંકરના પુત્ર છે.

માંડવ્ય ગોત્ર–(૯) ગં. સ્વ. ભાગીરથી (૪૦) સ્વ. કેશવલાલ આદિત્યરામ વ્યાસનાં પત્ની છે. તેમના પુત્ર રા. રણછોડદત્ત (૨૫) વિદ્યાભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ત્રિવેણી (૨૨) છે ને તેમને બચુભાઇ (૪) એક પુત્ર છે.

(૧૦) રા. લક્ષ્મીદાસ આદિત્યરામ વ્યાસ (૫૪) અમદાવાદમાં ટ્રેનિંગ કોલેજમાં સંગીતશાસ્ત્રી છે, ને માસિક રૂ. ૫૦) મળે છે. સંગીત વિષયને લગતું કેટલુંક સાહિત્ય પણ તેમણે પ્રકટ કર્યું છે, ને હજુ વિશેષ પ્રગટ કરવાની ઇચ્છા ધરાવે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૨૮) છે, ને તેમને મંગળાગૌરી (૫) ને બચુબેન (૧) બે પુત્રીઓ અને પ્રસાદભાઇ (૩) એક પુત્ર છે.

વચ્છસ ગોત્ર–(૧૧) રા. લક્ષ્મીશંકર ઉમીયાશંકર ભટ્ટ (ગોલાધર) (૩૫) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કાન્તાગૌરી (૧૮) છે, ને તેમને બટુક (૧૦ માસ) એક પુત્ર છે. રા. ચંપકરાય (૨૨) રા. લક્ષ્મીશંકરના જ્યેષ્ઠબંધુ સ્વ. ગોપાળજી ઉમીયાશંકરના પુત્ર છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનસૂયા (૧૫) છે, ને તેમને બટુક (૭ માસ) એક પુત્ર છે. ગં. સ્વ. પ્રભા (૨૦) સ્વ. દોલતરાય ગોપાળજીનાં પત્ની છે.

(૧૨) રા. કેશવલાલ રેવાશંકર ભટ્ટ (૫૫) વિદ્વાન્ છે, ને શાસ્ત્રી તરીકે કામ કરે છે. રા. લક્ષ્મીપ્રસાદ કૃપારામ (૨૩) નોકરી કરે છે. તેમનાં વહુનું નામ સૌ. બેનાં (૧૯) છે, ને તેમને અરવિંદા (૨) એક પુત્રી છે. રા. હરિપ્રસાદ કૃપારામ (૧૮) અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે, તેમની વહુનું નામ સૌ. ગવરી (૧૫) છે. જયકુમારી (૧૨) રા. લક્ષ્મીપ્રસાદની બેન છે. ગં. સ્વ. સંતોક (૪૫) વિધવા છે.

(૧૩) રા. ગોપાળજી દયારામ ભટ્ટ (૫૫) વૈદક ખાતામાં નોકરી કરે છે ને પગાર રૂ. ૩૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નવલ (૫૦) છે. રા. કાન્તિલાલ ગોપાળજી (૨૦) મેટ્રિકનો અભ્યાસ કરે છે, ને તેમની વહુનું નામ સૌ. ગંગા (૧૮) છે. ગં. સ્વ. અનસૂયા (૨૨) સ્વ. જટાશંકર ગોપાળજીનાં પત્ની છે.

(૧૪) રા. કાલીદાસ વિષ્ણુરામ ભટ્ટ (૬૫) લગભગ ૨૫) વર્ષથી મુંબઇમાં વૈદકનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. પ્રાણકુંવર (૬૦) છે. રા. ચંદુલાલ કાલીદાસ (૩૦) પ્રીવીયસ સુધી ભણેલા છે ને નોકરી કરે છે. હાલમાં તેઓ વિધુર છે. રા. બળવંતરાય કાલીદાસ (૨૬) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શોભદ્રા (૨૦) છે, ને તેમને બચુભાઈ (૧) એક પુત્ર છે.

(૧૫) ગં. સ્વ. ભાગીરથી (૩૮) સ્વ. વિજયશંકર કાલીદાસનાં પત્ની છે. તેમના મોટા પુત્ર રા. શંકરપ્રસાદ (૨૦) અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે; ને નાના પુત્ર મનસુખરાય (૧૨) ગુજરાતી ચોથું ધોરણ ભણે છે.

(૧૬) રા. પ્રભુલાલ કાલીદાસ ભટ્ટ (૩૩) લગભગ ૪) વર્ષથી નવસારીમાં વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણિ (૩૧) છે.

(૧૭) રા. દુર્ગાશંકર કેવળરામ ભટ્ટ (શાસ્ત્રી) (૩૩) ઝંડુફાર્મસીમાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૪૫) મળે છે. વૈદકનું જ્ઞાન તેઓમાં સારૂં છે, તેમજ તેઓ સાહિત્યરસિક હોવાથી લેખો પણ લખે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કમળાલક્ષ્મી (૧૮) છે. રા. મગનલાલ કેવળરામ (૨૭) વૈદું કરે છે.

(૧૮) રા. ભગવાનલાલ ત્રિભુવન ભટ્ટ (૩૫) વૈદ્ય છે, ને અઠવાડિક પત્ર અને છાપખાનાના અધિપતિ છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. ઉમેદગૌરી (૧૫) છે. રા. ભગવાનલાલને હરિપ્રસાદ (૧૧) એક પુત્ર છે. ગં. સ્વ. હરિ (૩૧) સ્વ. નૃસિંહપ્રસાદનાં પત્ની છે. રા. કેશવલાલ ત્રિભુવન (૨૭) વૈદું કરે છે.

(૧૯) રા. પ્રાણલાલ ત્રિભુવન ભટ્ટ (૩૭) મુંબઈમાં કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જયાકુંવર (૨૭) છે.

જૂનાગઢ—કૌશિક ગોત્ર—(૧) રા. અંબાશંકર કેવળરામ ભટ્ટ (૪૯) લગભગ ૩૦ વરસથી મુંબઈમાં વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. દયાકુંવર (૪૭) છે. તેમના પુત્ર રા. જેઠાલાલ (૨૭) વૈદું કરે છે. તેમની વહુનું નામ સૌ. ત્રિવેણી (૧૫) છે.

(૨) રા. મોહનલાલ હરિનંદ ભટ્ટ (૫૦) વિદ્વાન્ છે, ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેઓ સંસ્કૃત ભાષા ઉપરાંત બંગાળી, મરાઠી ને હિંદી ભાષા પણ જાણે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ન્યાલકુંવર (૪૬) છે.

(૩) રા. જયકૃષ્ણ નથુરામ ભટ્ટ (૩૮) સાહિત્યની સેવા કરે છે. તેમણે કેટલાંએક નાટકો લખેલાં છે, તેમજ લેખો ને કાવ્યો પણ લખ્યાં છે. તેઓ સંસ્કૃત ભાષા સારી રીતે જાણે છે તે ઉપરાંત ઉર્દુ, મરાઠી ને હિંદી ભાષાઓ પણ જાણે છે, તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૧૮) છે. ગં. સ્વ. રેવા (૬૫) રા. જયકૃષ્ણનાં માતુશ્રી છે.

(૪) રા. પ્રતાપરાય પ્રેમજારામ ભટ્ટ (૩૪) પ્રીવીયસ સુધી ભણેલા છે, ને લગભગ આઠ વર્ષથી મુંબઇમાં નોકરી કરે છે. તેમને પગાર રૂા. ૬૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ કમળા (૨૯) છે, ને તેમને દીનકર (૧૧) પુત્ર અને હરીચ્છા (૮) પુત્રી છે; તેમાં દીનકરની વહુનું નામ સૌ. લાભકુંવર (૧૧) છે. રા. ચુનીલાલ (૧૮) રા. પ્રતાપરાયના નાના ભાઇ છે, તેઓ પ્રીવીયસનો અભ્યાસ કરે છે. તેમનાં પત્ની સૌ. શાન્તા (૧૬) છે. ગં. સ્વ. નર્મદા (૫૨) રા. પ્રતાપરાયનાં માતુશ્રી છે.

ધૃતકૌશિક ગોત્ર—(૫) રા. મણીશંકર ભવાનીશંકર મુળાણી (૫૫) કથાવાર્તાનો ધંધો કરે છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. હરિલાલ (૨૭) નોકરી કરે છે. રા. છોટાલાલ (૨૩)

રા. મણીશંકરના વચેટ પુત્ર છે, તેઓ નાટક કંપનીમાં છે. રા. કાળીદાસ (૨૦) રા. મણીશંકરના સૌથી નાના પુત્ર છે, તેઓ રૂા. ૧૦) ના પગારથી નોકરી કરે છે.

**પારાશર ગોત્ર**–(૬) રા. પદ્મનાભ હરિદત્ત શાસ્ત્રી (પટ્ટણી) (૩૨) ચુડામાં અંગ્રેજી સ્કૂલમાં હેડમાસ્તર છે ને માસિક રૂા. ૩૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. હીરાલક્ષ્મી (૧૯) છે, ને તેમને નલિની (૧) એક પુત્રી છે. રા. ચંપકલાલ હરિદત્ત શાસ્ત્રી (૨૫) બી. એ. થએલા છે, ને ગોધ્રાની હાઇસ્કૂલમાં હેડમાસ્તર છે. તેમને પગાર રૂા. ૬૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ચંદ્રપ્રભા (૧૯) છે, ને તેમને દકુ (૭) પુત્રી અને ઇન્દુરાય (૬) પુત્ર છે. રા. ગુલાબરાય હરિદત્ત શાસ્ત્રી (૨૩) નોકરી કરે છે, ને માસિક રૂા. ૨૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઇચ્છાગૌરી (૧૪) છે, ને તેમને નિર્મળા (૧) એક પુત્રી છે. રા. ધીરજરામ હરિદત્ત શાસ્ત્રી (૨૦) નોકરી કરે છે, ને માસિક રૂા. ૧૦) મળે છે.

(૭) રા. પ્રભાકર જીવનરામ પટ્ટણી (૫૬) વિદ્વાન્ છે ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. રમાગૌરી ઉર્ફે મરીબેન (૩૬) છે, ને તેમને કુંદન (૮) એક પુત્રી છે. ગં. સ્વ. મંગળાગૌરી (૨૪) રા. પ્રભાકરના સ્વર્ગસ્થ પુત્ર ભક્તિપ્રસાદનાં પત્ની છે ને તેમને બે નાની પુત્રીઓ છે. રા. ભગવાનદાસ (૪૫) રા. પ્રભાકરના નાનાભાઈ છે, તેઓ એચ. એ. થએલા છે ને હમણા રૂ. ૬૫) ના પગારથી રાંદેરમાં ગવર્નમેંટ ડિસ્પેન્સરીમાં ડૉકટર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. કમળાકુંવર (૪૪) છે.

**ભાર્ગવગોત્ર**–(૮) રા. હરિદત્ત ભવાનીશંકર મહેતા (૫૪) વૈદું ને કથાવાર્તા કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઝવેર (૪૦) છે.

**માંડવ્યગોત્ર**–(૯) રા. કૃષ્ણજીવન હરિરામ વ્યાસ (૭૨) વિદ્વાન્ છે ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમના પુત્ર રા. ભક્તિપ્રસાદ (૨૦) એચ. એ. થએલા છે, ને કોટડાસાંગાણીમાં ડૉકટર તરીકે રૂ. ૪૦) ના પગારથી કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. વેણીબેન (૧૯) છે, ને તેમને એક નાની પુત્રી છે.

(૧૦) રા. મૂળશંકર મયારામ વ્યાસ (૭૨) વિદ્વાન્ છે ને કથાવાર્તાનો ધંધો કરે છે.

(૧૧) રા. જયશંકર જટાશંકર વ્યાસ (૪૨) વૈદકનો ધંધો કરે છે.

**વચ્છસગોત્ર**–(૧૨) રા. મૂળશંકર દયારામ ભટ્ટ (૫૩) વિદ્વાન્ છે, ને સંસ્કૃતાધ્યાપક તરીકે કામ કરે છે. વળી તેઓ લેખક તરીકે પણ કામ કરે છે.

(૧૩) રા. વૃંદાવન કાશીનાથ જોશી (૫૫) વિદ્વાન્ છે, ને વૈદ્યનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ભાગીરથી (૩૬) છે, ને તેમને કૃષ્ણપ્રસાદ (૧૧), હરિપ્રસાદ (૮) ને મધુસૂદનપ્રસાદ (૫) મળી ત્રણ પુત્રો છે.

(૧૪) ગં. સ્વ. મણીકુંવર (૩૦) સ્વ. હરિદત્ત કાશીનાથ જોશીનાં પત્ની છે, ને તેમને શંભુપ્રસાદ (૮) એક પુત્ર અને પ્રભાકુંવર (૧૦) ને ગુણી (૬) બે પુત્રીઓ છે.

(૧૫) ગં. સ્વ. મણી (૩૨) સ્વ. કેશવલાલ કરશનજીનાં પત્ની છે, ને તેમને બાબુ (૪) એક પુત્ર છે.

**સાંખ્યાયનગોત્ર**–(૧૬) રા. પ્રાણજીવન હરિહર શાસ્ત્રી (પંડયા) (૫૪) સારા વિદ્વાન છે, ને લગભગ ૨૫) વર્ષથી મુંબઇમાં સંસ્કૃતાધ્યાપક ને લેખક તરીકે કામ કરે છે. તેઓશ્રીએ આજ સુધીમાં મહાભારત, શ્રીમદ્ ભાગવત, પારાશર સ્મૃતિ, મનુસ્મૃતિ, દશકુમાર વગેરે ઘણા સારા ગ્રંથોનું ભાષાંતર કર્યું છે, ને કેટલાક સારા ગ્રંથો સ્વતંત્ર રીતે પણ લખ્યા છે. (તેમનાં પત્ની સૌ. જમના ઉર્ફે યમુના નાના તડમાંનાં એટલે ખોરાસા પ્રશ્નોરામાંનાં છે, ને તેમને પ્રભાશંકર (૯), લક્ષ્મીશંકર (૭) ને ગંગાધર (૧) ત્રણ પુત્રો છે.)

**જેતપુર-ભાર્ગવ** ગોત્ર-રા. **લક્ષ્મીશંકર ગોવિંદરામ** સંઘાણી (૬૨) વિદ્વાન્ છે ને વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્ની સૌ. **હરી** (૪૫) છે, તેમને ત્રણ પુત્ર છે. તેમાં મોટા રા. **ભાનુશંકર** (૨૧) વૈદું કરે છે, ને તેમની વહુનું નામ સૌ. **રૂકિમણી** (૧૩) છે. **હેમંતરામ** (૧૫) રા. **લક્ષ્મીશંકરના** વચેટ પુત્ર છે, તેઓ અંગ્રેજી ચોથું ધોરણ ભણે છે. **નવલશંકર** (૭) રા. **લક્ષ્મીશંકરના** સૌથી નાના પુત્ર છે.

**ક્રાફ્રા-સાંખ્યાયન** ગોત્ર-રા. **કેશવલાલ ત્રીકમજી** પંડયા (૪૫) કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **નર્મદા** (૪૦) છે, ને તેમને રા. **ઈશ્વરલાલ** (૨૫), **પોપટલાલ** (૮), **ગટુભાલ** (૫) ને **અનંતરાય** મળી ચાર પુત્રો છે; તેમાં રા. ઇશ્વરલાલ કથા વાંચવાનો ધંધો કરે છે. ગં. સ્વ. **ગોદાવરી** (૩૦) સ્વ. **શંકરલાલ ત્રીકમજી** પંડયાનાં પત્ની છે.

**પોરબંદર-પારાશર** ગોત્ર-(૧) રા. **વાસુદેવ સુંદરજી** ભટ્ટ (૪૬) વિદ્વાન છે, ને મુંબઇમાં વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમના પુત્ર રા. **મોતીલાલ** (૨૦) મેટ્રીકનો અભ્યાસ કરે છે. સૌ. **મોતીબેન** (૧૬) રા. **મોતીલાલનાં** પત્ની છે, ને તેમને એક નાની પુત્રી છે,

(૨) રા. **વિશ્વનાથ** ઉર્ફે **ઘેવરચંદ મૂળચંદ** પટ્ટણી (ભટ્ટ) (૨૮) શેરોનો વ્યાપાર અને વૈદકનો ધંધો કરે છે. ગં. સ્વ. **જશોદા** (૨૫) રા. **વિશ્વનાથના** નાના ભાઇ સ્વ. **મૂળશંકર** ઉર્ફે **ભટુરામનાં** પત્ની છે.

(૩) ગં. સ્વ. **જયા** (૪૨) સ્વ. **મહીધર પુરૂષોત્તમ** ભટ્ટનાં પત્ની છે, ને તેમને રા. **રમણીકલાલ** (૨૩) **અનંતરાય** (૨૦) ને **ચંદ્રકાન્ત** (૧૮) ત્રણ પુત્રો છે. તેમાં મોટા રા. **રમણીકલાલનાં** પત્નીનું નામ સૌ. **પ્રભાવતી** (૧૮) છે.

**ભાર્ગવ** ગોત્ર-(૪) રા. **વિશ્વનાથ ભગવાનજી** મહેતા (૪૨) ઘણા વખતથી મુંબઇમાં રહે છે ને ત્યાં વ્યાપાર કરે છે. તેમનાં પત્નીનું નામ જાણવામાં નથી. રા. **વિશ્વનાથના** સ્વર્ગસ્થ બંધુ **હરિલાલના હરિહર** (૧૫), **જયકૃષ્ણ** (૧૨) ને **બાબુ** (૭) ત્રણ પુત્રો છે.

(૫) રા. **નારણજી આદિત્યરામ** મહેતા (૩૭) હાલ માંદગીને લીધે કંઈ ધંધો કરતા નથી. તેમનાં પત્નીનું નામ સૌ. **ભાગીરથી** (૨૭) છે, ને તેમને **બળવંતરાય** (૭) ને **બટુક** (૫) બે પુત્રો છે. ગં. સ્વ. **ધીરજ** (૪૫) સ્વ. **પોપટભાઇનાં** પત્ની છે.

**બાબરા-ભાર્ગવ**ગોત્ર-(૧) ગં. સ્વ. **શોભા** (૪૦) સ્વ. **ગૌરીશંકર રતનજી મહેતાનાં** પત્ની છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં મોટા રા. **હરિપ્રસાદ** (૨૨) મુંબઇમાં હિંદુસ્તાન પત્રના રિપોર્ટર તરીકે કામ કરે છે. તેમની વહુનું નામ સૌ. **મંગળાગૌરી** (૧૬) છે. રા. **ચંદ્રકાન્ત** (૧૮) રા. **હરિપ્રસાદના** નાના ભાઇ છે તેઓ પ્રીવીયસનો અભ્યાસ કરે છે. તેમની વહુનું નામ સૌ. **રમણીક** (૧૩) છે. **અનંતરાય** (૧૫) સ્વ. **ગૌરીશંકર રતનજીના** સૌથી નાના પુત્ર છે, ને તેઓ અંગ્રેજી છઠ્ઠું ધોરણ ભણે છે.

(૨) રા. **માધવજી રતનજી** ભટ્ટ (મહેતા) કારભારી છે ને માસિક પગાર રૂ. ૫૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **નર્મદા** છે. તેમના પુત્ર રા. **હરિલાલ** ભટ્ટ (૩૮) એમ. એ. થએલા છે, ને જૂનાગઢની બાહાઉદ્દીન કૉલેજમાં પ્રોફેસર તરીકે કામ કરે છે. તેમને માસિક પગાર રૂ. ૩૦૦) મળે છે. વળી તેઓ જુહોન એમ્બ્યુલન્સ એસોશીએશનના ઓનરરી સેક્રેટરી તરીકે પણ કામ કરે છે. હાલાર વિભાગમાંની આપણી જ્ઞાતિનું વસ્તીપત્રક કરી તેનો રિપોર્ટ પ્રકટ કરવાનું પ્રથમ માન પણ તેઓશ્રીનેજ ઘટે છે. સંસ્કૃત ને અંગ્રેજી ભાષા ઉપરાંત તેઓશ્રી બંગાળી ને મરાઠી ભાષાઓ પણ જાણે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **ચંદ્રપ્રભા** (૨૫) છે, ને તેમને **મેનાગૌરી** (૯) **દિવાળી** (૫) ને **સરલાદેવી** (૧) ત્રણ પુત્રીઓ છે.

(૩) રા. **હરજીવન રતનજી મહેતા** (૬૦) વિદ્વાન્ છે ને વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. **મૂળી** (૪૦) છે, ને તેમને રા. **રામપ્રસાદ** (૨૦), રા. **છોટાલાલ** (૧૮), **કેશ-**

વચંદ્ર (૧૨), મગનલાલ (૫) ને શશીવદન (૨) મળી પાંચ પુત્રો અને શાન્તાબેન (૧૪) ને તારાબેન (૮) બે પુત્રીઓ છે. તેમાં મોટા રા. રામપ્રસાદ મેટ્રીકનો અભ્યાસ કરે છે, ને તેમની વહુનું નામ સૌ. રત્નપ્રભા (૧૪) છે.

(૪) રા. મણિશંકર રત્નજી ભટ્ટ (મહેતા) (૫૦) બી. એ. થએલા છે. ને ભાવનગરના મહારાજા સાહેબના ખાસ લેખક તરીકે કામ કરે છે. તેઓશ્રીને માસિક પગાર રૂ. ૨૦૦) મળે છે. તેઓશ્રીએ અગાઉ ભાવનગરમાં શામળદાસ કોલેજમાં પ્રોફેસર તરીકે, ને પછીથી ભાવનગર સ્ટેટના કેળવણી ખાતાના વિદ્યાધિકારી તરીકે પણ કામ કરેલું છે. તેઓ લેખક ને કવિ તરીકે પણ સારું કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. નર્મદા (૩૨) છે, ને તેમને રા. મુનિકુમાર (૧૮), જયંતકુમાર (૧૪) ને અજિતકુમાર (૯) ત્રણ પુત્રો અને હૃદયલક્ષ્મી (૧૨) એક પુત્રી છે. તેમાં મોટા રા. મુનિકુમાર મેટ્રિકનો અભ્યાસ કરે છે.

**ભાયાવદર**–વત્સ ગોત્ર–રા. કેશવલાલ ઝીણારામ ભટ્ટ (ગોળાધર) (૪૦) મુંબઇમાં પ્ર. આયુર્વેદિક કોલેજના પ્રોફેસર છે, ને વૈદકનો ધંધો કરે છે. તેઓ ભીષગ્વર, એ. એ. એમ. એસ. થએલા છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૩૫) છે.

**માણાવદર**–માંડવ્ય ગોત્ર–રા. મૂળશંકર આદિત્યરામ વ્યાસ (૪૨) વિદ્વાન્ છે ને વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમના મોટા પુત્ર રા. દિવાનરાય (૨૪) અંગ્રેજી પાંચ ધોરણ ભણ્યા પછી વૈદકનો અભ્યાસ કરે છે. સૌ. જયંતી (૧૯) રા. દિવાનરાયનાં પત્ની છે, ને તેમને રમણિકલાલ (૫) દિનકરરાય (૨) ને બાબુ ત્રણ પુત્રો છે. રા. મણિભાઇ (૨૧) રા. મુળશંકરના નાના પુત્ર છે, તેમની વહુનું નામ સૌ. ચંપા (૧૫) છે. મેનાબેન (૧૦) રા. મુળશંકરનાં પુત્રી છે.

**માળીઆ હાટીના**–કૌશિક ગોત્ર–રા. નૃસિંહપ્રસાદ ઇંદ્રજી ભટ્ટ (૬૩) કથા વાંચવાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મુળી (૫૫) છે. તેમને ચાર પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. નવલશંકર (૩૫) વૈદક ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અનોપ (૩૨) છે, ને તેમને નાનાલાલ (૧૫), કાન્તીલાલ (૧૦), વૈકુંઠરાય (૫) ને કૃષ્ણપ્રસાદ (૧) મળી ચાર પુત્રો અને હીરાલક્ષ્મી (૭) એક પુત્રી છે. રા. પોપટલાલ નૃસિંહપ્રસાદ (૨૬) રૂા. ૧૫) ના પગારથી નોકરી કરે છે, ને તેમનાં વહુનું નામ સૌ. સરસ્વતી (૨૦) છે. રા. નર્મદાશંકર (૨૧) ને રા. માણેકલાલ (૧૬) રા. નૃસિંહપ્રસાદના અનુક્રમે ત્રીજા ને ચોથા પુત્રો છે. તેઓ બંને નોકરીની ઉમેદવારી કરે છે.

**મુંબઇ**–પારાશર ગોત્ર–(૧) રા. મુળશંકર પુરૂષોત્તમ પટ્ટણી (૭૦) પુરાણ ને વૈદાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ત્રિવેણી (૨૮) છે, ને તેમને બાબુ (૧૦) પુત્ર અને કુસુમ (૮) પુત્રી છે.

માંડવ્ય ગોત્ર–(૨) રા. જટાશંકર જયકૃષ્ણ વ્યાસ (૫૦) વેદાંતની કથા કરે છે. તેમનાં ધર્મપત્નીનું નામ સૌ. કમળાબેન (૩૬) છે.

(૩) રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય (વ્યાસ) (૫૨) બી. એ, બારીસ્ટર એટલૉ થએલા છે, ને બારીસ્ટરનો ધંધો કરે છે. વળી તેઓ ત્રણ મીલોના ડિરેકટર તરીકે, કેટલાંક ટ્રસ્ટના ટ્રસ્ટી તરીકે ને કેટલીક જાહેર સંસ્થાઓના વ્યવસ્થાપક તરીકે પણ કામ કરે છે. તેઓશ્રીને ગવર્નમેન્ટ તરફથી જે. પી. નો ઇલકાબ મળેલો છે, તેમજ તેઓ યુનીવરસીટીના ફેલો ને રૉયલ એશિયાટિક સોસાયટીના લાઇફ મેમ્બર છે. તેમના પુત્ર રા. લક્ષ્મીનારાયણ (૧૫) મેટ્રીકનો અભ્યાસ કરે છે. રા. લક્ષ્મીનારાયણનાં પત્નીનું નામ જાણવામાં નથી પણ તેમની ઉમ્મર વર્ષ બારની છે.

(૪) રા. પોપટભાઇ પ્રભુરામ વૈદ્ય (વ્યાસ) એલ. એમ. એન્ડ. એસ. થએલા છે, ને ડૉક્ટર તરીકે કામ કરે છે. ગવર્નમેન્ટ તરફથી તેઓશ્રીને જે. પી. નો ઇલ્કાબ મળેલો છે. તેમનાં ત્રીજીવારનાં પત્નીનું નામ સૌ. દુર્ગાલક્ષ્મી (૩૫) છે. રા. પોપટભાઇના મોટા પુત્ર રા. રતિલાલ (૨૪) ભીષગ્વર,

એ. એ. એમ. એસ. થએલા છે ને ડોક્ટર તરીકે કામ કરે છે. તેમની વહુનું નામ સૌ. મનોરમા (૧૫) છે. પ્રતાપરાય (૭) રા. પોપટભાઇના નાના પુત્ર છે.

**મોરબી**—ધૃતકૌશિક ગોત્ર–(૧) રા. ચકુભાઇ ગોવિંદરામ મુળાણી (૭૧) જ્યોતિષ ને કથાવાર્તાનો ધંધો કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રેવા (૫૧) છે. તેમને પાંચ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. નટવરલાલ (૩૫) રાજકોટમાં વૈદકનો ધંધો કરે છે. તેમની વહુનું નામ સૌ. જમુબેન (૩૪) છે. રા. જયન્તીલાલ ચકુભાઇ (૩૩) એલ. એમ. એન્ડ. એસ. થએલા છે ને ડોક્ટરનો ધંધો કરે છે. તેઓ કવિ તરીકે પણ સારૂં કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. શોભા (૨૯) છે, ને તેમને એક પુત્રી અને બે પુત્ર છે પણ તેમનાં નામ ને ઉમ્મર જાણવામાં નથી. રા. રવિશંકર ચકુભાઇ (૩૧) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. રમાલક્ષ્મી (૨૭) છે, ને તેમને બે પુત્રીઓ ને એક પુત્ર છે. રા. મણિલાલ ચકુભાઇ (૨૭), ને તેમનાં વહુનું નામ સૌ. રસીલા (૧૩) છે. રા. રમણુલાલ (૨૧) રા. ચકુભાઇના સૌથી નાના પુત્ર છે.

(૨) ગં. સ્વ. જેઠી (૩૮) સ્વ. ત્રંબકલાલ પોપટભાઇ મુળાણીનાં પત્ની છે, ને તેમને જયન્તીલાલ (૧૪) ને દાદુભાઇ (૭) બે પુત્ર અને એક (૧૧) વર્ષની પુત્રી છે.

**પારાશર** ગોત્ર–(૩) રા. દલપતરામ હરિરામ ભટ્ટ (૭૫) હાલમાં ભાવનગરમાં નિવૃત્તિપરાયણ હોઇ ઇશ્વર–સ્મરણમાં પોતાનો સમય વ્યતીત કરે છે. તેમના પુત્ર સર પ્રભાશંકર પટ્ટણી (૫૫) પણ હાલમાં નિવૃત્તિનિવાસ ભોગવે છે. તેઓશ્રીએ પ્રથમ ભાવનગરના દિવાન તરીકે ને પછીથી મુંબઇની કારોબારી કાઉન્સીલના સભાસદ તરીકે કામ કરેલું છે. જ્યારે તેઓશ્રી કારોબારી કાઉન્સીલના સભાસદ તરીકે કામ કરતા હતા ત્યારે તેમને માસિક પગાર રૂ. ૫૩૩૩–૫–૪ મળતો હતો ને તે ઉપરાંત ભાવનગર સ્ટેટ તરફથી માસિક રૂ. ૧૦૦૦) ની રકમ મળતી હતી. હાલમાં તેઓશ્રીને ભાવનગર સ્ટેટ તરફથી માસિક રૂ. ૧૨૦૦) પેન્શનની રકમ મળે છે. ના. સરકાર તરફથી તેઓશ્રીને પ્રથમ સી. આઇ. ઇ. નો ને પછીથી કે. સી. આઈ. ઇ. નો ખેતાબ એનાયત કરવામાં છે. સૌ. રમા (૪૫) સર પટ્ટણીનાં બીજીવારનાં પત્ની છે, ને તેમને બે પુત્ર છે. તેમાં મોટા રા. અનંતરાય (૨૮) ઇંગ્લંડમાં કેંબ્રીજના એમ. એ. થએલા છે, ને હાલમાં ભાવનગર રાજ્યના ઉપરી અધિકારી તરીકે કામ કરે છે. તેમને માસિક પગાર રૂ. ૩૦૦) મળે છે. સૌ. જયા ઉર્ફે યશોમતી (૨૪) રા. અનંતરાયનાં પત્ની છે, ને તેમને માહેશ્વર (૮) એક પુત્ર છે. રા. બટુકભાઇ (૨૨) સર પટ્ટણીના નાના પુત્ર છે, ને તેઓ મેટ્રિકનો અભ્યાસ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. સવિતા (૧૮) છે, ને તેમને કુસુમબાળા (૩) એક પુત્રી છે. ગં. સ્વ. નર્મદા (૨૩) સર પટ્ટણીના સ્વર્ગસ્થ બંધુ વિદ્યાશંકરનાં બીજીવારનાં પત્ની છે. સ્વ. વિદ્યાશંકરના પુત્ર રા. વિનોદરાય (૧૭) છે તેઓ અંગ્રેજી ચોથું ધોરણ ભણે છે. સૌ. જયંતલક્ષ્મી (૧૨) રા. વિનોદરાયનાં પત્ની છે.

**ભારદ્વાજ** ગોત્ર–(૪) રા. વિશ્વનાથ વિઠ્ઠલજી ભટ્ટ (હાદાવેદા) (૬૨) પ્રતિષ્ઠિત રાજવૈદ્ય છે. તેમને માસિક પગાર રૂા. ૧૫૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. અંબા (૫૯) છે. તેમને ત્રણ પુત્ર છે, તેમાં સૌથી મોટા રા. પાર્વતીપ્રસાદ (૪૪) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૪૦) છે, ને તેમને શાન્તીલાલ (૧૫) ને દેવીપ્રસાદ (૭) બે પુત્ર અને પુષ્પાબેન (૧૦) એક પુત્રી છે. રા. લક્ષ્મીપ્રસાદ (૪૦) રા. પાર્વતીપ્રસાદના નાના ભાઇ છે, તેઓ પણ વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જડી (૩૮) છે. રા. દુર્ગાપ્રસાદ (૩૬) રા. વિશ્વનાથ ભટ્ટના સૌથી નાના પુત્ર છે, તેઓ પ્રીવીયસનો અભ્યાસ કરે છે. તેમની વહુનું નામ સૌ. ગૌતમ (૩૪) છે.

(૫) રા. સુંદરજી ઝીણા ભટ્ટ (૬૨) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ટીડીબેન ઉર્ફે કંકુ (૫૭) છે. તેમને બે પુત્ર છે, તેમાં મોટા રા. માણેકલાલ (૪૧) ભાવનગર સ્ટેટમાં થાણદાર છે; ને

માસિક પગાર રૂા. ૫૦) મળે છે. સૌ. નર્મદા (૩૯) રા. માણેકલાલનાં પત્ની છે, ને તેમને જયન્ત (૧૦), પ્રબોધરાય (૪) ને પ્રમોદરાય (૧) ત્રણ પુત્રો છે. રા. શંભુપ્રસાદ (૩૧) રા. સુંદરજી ભટ્ટના નાના પુત્ર છે, તેઓ પણ વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ગંગા (૨૨) છે, ને તેમને રંજન (૨) ને તારા બે પુત્રીઓ છે.

(૬) રા. પ્રતાપરાય હરિલાલ (૩૨) ધ્રાંગધ્રામાં કેળવણી ખાતામાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૩૨) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ઇચ્છાગૌરી (૨૮) છે, ને તેમને હેમન્તગૌરી (૭) ને નિર્મળાગૌરી (૭ માસ) બે પુત્રીઓ છે. ગં. સ્વ. લીલાંબાઇ (૫૨) રા. પ્રતાપરાયનાં માતુશ્રી છે.

(૭) મહા મહોપાધ્યાય કવિશિરોમણિ શંકરલાલ માહેશ્વર ભટ્ટ (૭૨) સંસ્કૃતાધ્યાપક તરીકે કામ કરે છે, તેમના સંબંધી નોંધ આગળ લેવાએલી છે એટલે અત્રે વિશેષ લખવાની અગત્ય જણાતી નથી. તેમના પુત્ર રા. ખેલશંકર (૪૨) વિદ્વાન્ છે ને ભાવનગર સ્ટેટમાં નોકરી કરે છે. તેમને માસિક પગાર રૂા. ૫૦) મળે છે. રા. ખેલશંકરને મહાદેવપ્રસાદ (૧૬), શુકદેવ (૮) ને હાટકેશ્વરપ્રસાદ (૪) ત્રણ પુત્રો અને રૂકિમણી (૧૦) એક પુત્રી છે.

લીલીઆ–સાંખ્યાયન ગોત્ર–(૧) રા. વિશ્વનાથ માધવજી ભટ્ટ (મહેતા) (૩૬) બી. એ. થએલા છે, ને ડભોઇમાં ઇંગ્લીશ સ્કૂલના હેડમાસ્તર છે. તેમને માસિક પગાર રૂ. ૭૦) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. ધીરજ (૩૨) છે, ને તેમને હરિપ્રસાદ (૧૨) ને ચંદ્રકાન્ત (૫) બે પુત્રો અને માલતી (૯) ને મનોરમા ઉર્ફે મનુલક્ષ્મી (૭) બે પુત્રીઓ છે. રા. વિઠ્ઠલરાય માધવજી (૨૬) એલ. એમ. એન્ડ. એસ. થએલા છે, ને ગાયકવાડ સ્ટેટ તરફથી કલકત્તામાં પૃથક્કરણનું કામ શીખે છે. તેમનાં બીજીવારનાં પત્નીનું નામ સૌ. ચંપાલક્ષ્મી (૧૩) છે. રા. વિઠ્ઠલરાયને હીરાલક્ષ્મી (૬) એક પુત્રી છે. રા. લક્ષ્મીધર માધવજી (૨૪) મુંબઇમાં નોકરી કરે છે, ને તેમની વહુનું નામ સૌ. ચતુરલક્ષ્મી (૧૭) છે. રા. કૃષ્ણપ્રસાદ માધવજી (૨૨) ઇન્ટરમીડીયેટનો અભ્યાસ કરે છે, ને તેમની વહુનું નામ સૌ. જયાબેન (૧૭) છે. રા. માણેકલાલ માધવજી (૧૭) મેટ્રિકનો અભ્યાસ કરે છે, ને તેમની વહુનું નામ વસંતલક્ષ્મી (૧૫) છે.

(૨) રા. જટાશંકર નાનજી મહેતા (૪૭) આંસોદરમાં નોકરી કરે છે, ને માસિક રૂ. ૧૫) મળે છે. તેમનાં પત્નીનું નામ સૌ. મણી (૪૦) છે. તેમના પુત્ર રા. ચંદુલાલ (૨૪) બી. એ થએલા છે ને આગળ એલએલ. બી. નો અભ્યાસ કરે છે. તેમની વહુનું નામ સૌ. ઇચ્છાગૌરી (૧૭) છે. બેન પુષ્પા (૫) રા. જટાશંકરનાં પુત્રી છે. રા. સોમનાથ નાનજી (૪૧) સણોસરામાં નોકરી કરે છે, તેમનાં પત્નીનું નામ સૌ. ઝવેર (૪૦) છે; ને તેમના પુત્ર રા. મુળશંકર (૨૧) કલાર્કની નોકરી કરે છે. ગં. સ્વ. રેવાબાઈ (૬૮) સ્વ. નાનજી ગોવિંદજીનાં પત્ની છે.

વસાવડ–ઘૃતકૌશિક ગૌત્ર–રા. કેશવલાલ સોમનાથ મુળાણી (૪૭) વૈદું કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. લાડકુંવર (૪૦) છે, ને તેમને રા. મગનલાલ (૨૪) ને ચંપકલાલ (૧૨) બે પુત્ર અને નિર્મળા (૭) ને શારદા (૨) બે પુત્રીઓ છે. તેમાં મોટા રા. મગનલાલ બી. એ. થએલા છે, ને અંગ્રેજી સ્કૂલમાં માસ્તર તરીકે કામ કરે છે. તેમનાં પત્નીનું નામ સૌ. જયાલક્ષ્મી (૨૨) છે, ને તેમને દુલેરાય (૪) એક પુત્ર છે. રા. મોતીલાલ સોમનાથ મુળાણી (૪૦) વૈદું કરે છે, ને તેમનાં પત્નીનું નાથ સૌ. પાર્વતી (૩૧) છે.

जयतु जयतु देवः स्वर्णमूर्तिर्महेशो ।
जयतु जयतु पृश्णीनागराणां च जातिः ॥
जयतु जयतु लोको यत्र तेषां विलासो ।
जयतु जयतु भूपो यस्य मित्राणि ते स्युः ॥

( [illegible]प पण्डित )

# વિજ્ઞપ્તિ.

**શ્રી કેશવ ભવન—પ્રશ્નોરા બોર્ડિંગ હાઉસ—ભાવનગરમાં** આપણી જ્ઞાતિના વિદ્યાર્થીઓની સગવડ માટે **સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી** સાહેબે સ્થાપેલું છે. તેમાં રહેતા વિદ્યાર્થીઓ પાસેથી માસિક રૂ. ૫–૮–૦ મુજબ છ માસની ફી રૂા. ૩૩) લેખે લેવાય છે. ખાવાપીવાની અને રહેવાની સગવડ સારા હવા પ્રકાશવાળા મકાનમાં રાખી છે. **આપણી વિદ્યોપજીવી જ્ઞાતિના શ્રેયને સારૂ આ સંસ્થા ઘણી ઉપયોગી છે.** તેના કાયમના નિભાવ માટે જથુકનું ફંડ ખોલવામાં આવ્યું છે. એ ફંડમાં જ્ઞાતિબંધુઓ યથાશક્તિ માસિક, વાર્ષિક કે ઉચક ગમે તે પ્રકારે મદદ તરીકે જે રકમ મોકલે છે તેનો ઉપકાર સાથે સ્વીકાર કરવામાં આવે છે. **આપણી આ સંસ્થાના નિભાવ માટે જે મદદ અપાય તેમાં આપણને સ્વાર્થ અને પુણ્ય બંને પ્રાપ્ત થાય છે.** માટે એવો ઉભય લાભ પ્રાપ્ત કરવા સર્વ જ્ઞાતિબંધુઓને વિનંતી કરૂં છું કે તેમણે આ સંસ્થા માટે યથાશક્તિ મદદની રકમ તેના વ્યવસ્થાપક **શ્રીયુત છગનલાલ રામચંદ્રને** નામે મોકલવી.

લિ૦ સેવક

**વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી.**

---

# "એક પંથ ત્રણ કાજ."

ઉપર બતાવ્યા મુજબ **'પ્રશ્નોરા બોર્ડિંગ'**માં મદદ કરવાથી બે લાભ થાય **છે તેની સાથે** એક ત્રીજો પણ લાભ થાય એવી એક યોજના ઘડવામાં આવી છે. આપણી જ્ઞાતિના સારા સારા કવિઓનાં કાવ્યોમાંથી ચૂંટી કાઢેલાં ઉત્તમ કાવ્યોના સંગ્રહરૂપ **'અહિચ્છત્ર—કાવ્યકલાપ'** (ટીકા સહિત) બહાર પડેલું છે, અને તે વડોદરા, જામનગર વગેરે રાજ્યોમાં લાયબ્રેરી ને ઈનામ તરીકે મંજુર પણ થએલું છે. વળી વિદ્વાનો ને વર્તમાનપત્રોના સારા અભિપ્રાયો પણ તેને મળેલા છે, અને તેની કિંમત **દશ આના ને બાર આના** છે. આ પુસ્તકની હવે પછીથી ચાર માસની અંદર **જે કિંમત આવે તેનો અર્ધો ભાગ 'પ્રશ્નોરા બોર્ડિંગ'માં આપવાનો ઠરાવ કર્યો છે.** તો આ ઉત્તમ તકનો લાભ લઇને સારી સ્થિતિવાળા સામટી નકલો અને બાકીના એકેક નકલ પણ ખરીદ કરશે એવી આશા છે. જે ગૃહસ્થો તેને ખરીદ કરશે તેમનાં મુબારક નામ ખરીદેલાં પુસ્તકોની સંખ્યા સાથે 'પ્રશ્નોરા બોર્ડિંગ'ના વાર્ષિક રિપોર્ટમાં પ્રકટ થાય એવી ગોઠવણ પણ કરી છે. હવે 'અહિચ્છત્ર કાવ્યકલાપ'ની નકલો ૫૦૦) કરતાં વધારે નથી, માટે બનતી ઉતાવળે તેનો લાભ લઈને બોર્ડિંગને પણ સાથે લાભ આપવા નહિ ચૂકે એવી આશા છે. પુસ્તક મંગાવવાનું ઠેકાણું:—

દયાશંકર ભાઈશંકર શુકલ.

સોનીફળીઆ—સુરત.

તેઓશ્રીનેજ ધન્ય છે, તેઓજ વંદવા યોગ્ય છે, અને તેઓનુંજ જન્મ અને જીવિત વખાણવાલાયક છે કે જેઓ જ્ઞાતિના સુખથી સુખી થાય છે અને જ્ઞાતિના દુઃખથી દુઃખી થાય છે.

કાગડા કરતાં પણ કંગાલ મનવાળા તેવા પુરૂષોને હું દૂરથીજ નમસ્કાર કરૂં છું કે જેઓ પોતે પરમસુખમાં મગ્ન રહી વિપત્તિમાં મગ્ન થએલી પોતાની જ્ઞાતિનું સ્મરણ પણ કરતા નથી.

(મહા. મહો. કવિશિરોમણિ શંકરલાલ માહેશ્વર શાસ્ત્રી.)